# સમાજીક સંકટ.



## સમાજના સકંજમાં સપડાયલી

## સ્વરૂપવંતી સુંદરી





પ્રગટ કર્તા:— 217

રતનશાહ એફ. અગારીઆ.

રૂ. નં. ૩૮૦—૩૮૪, ક્રાફર્ડ માર્કેટ, મુંબઇ.

..............

કીમત...બે...આના



## તક ચુકશો ના જી.

# રૂપૈયા સાતના પુસ્તકો માત્ર રૂ. પાંચમાં!

"ટુંક ખર્ચે યુરોપ કેમ જશો?"

રૂ. દોઢ હજારમાં ૪ માસ સુધી યુરોપનાં શેહરો ફરી આવવા ક્યાં રહેવું-ખાવું, ક્યાં ફરવું, નાણાં તેમજ તંદુરસ્તી કેમ બચાવવા? મોજ શોખ કેટલી હદ સુધી ભોગવવી વગેરે ગાઇડ જેવી ઉપયોગી બાબત તેમાં સમાયલી છે. વાંચતા તમને એમજ લાગશે કે જાણે વગર પ્રવાસે યુરોપ ફરી આવ્યા



ચિતાર કીં. ૪ આના.

"આવ બલા-પકડ ગલા" નવો રમુજી નાટક—ઉરદુ ગાયનો સહિત બાહેર પડયો છે કીંમત ૪ આના.

ઉપર પ્રમાણેના સાત પુસ્તકો જેની સામટી કીંમત રૂ. ૬-૪-૦ થાય છે, તથા પોષ્ટ ખરચ બાર આના મળી કુલ રૂ. ૭) થાય છે તે રૂ. ૫ નો મની ઓડર કરનારને અમારા પોષ્ટ ખરચે ઘેર પોંહચતી કરશું. વી પી થી મંગાવો તો તેના ખરચના ૪ આનાની ટીકીટ પહેલેથી બીડશો જી.

**મુંબઇ ક્રાફર્ડ માર્કેટ અમારા એજંટને ત્યાંથી હાથોહાથ ખરીદનારને રૂ ૫)માંથી પણ પોષ્ટેજના બાર આના કાપી આપવામાં આવશે. જેથી સામટું** લેનારને રૂ. ૨)નો દેખીતો લાભ છે. ઠેકાણું ક્રા માર્કેટ

૨૧૩

# સમાજીક સંકટ.

## સમાજનાં સકંજામાં સપડાયલી

## સ્વરૂપવંતી સુંદરી.

[ લખનાર:—બહેરામ સોરાબજી ગીમી ]

"વાર્તા વિભાગ" ઠે. ક્રાફરડ મારકેટ, મુંબઇ.

### પ્રકરણ—૧ લું.

"ઓ પરમાત્મા, હવે મને તારે દ્વાર તેડી લે." આટલા શબ્દો ઉચ્ચારી તે વૃદ્ધ બાઇ બેભાન થઈ ગઇ. તેણી ૫૦ વર્ષની વયની એક લરડી સ્ત્રી હતી. છેલ્લા ૧૦ વર્ષથી છાતીનાં રોગથી પીડાતી હતી. તેનો પતિ શિક્ષક હતો. તેઓનાં વિવાહ થયા પછી થોડાજ સાલમાં તે મૃત્યુ પામ્યો હતો.

તે વૃદ્ધ સ્ત્રીને પેટે માત્ર એકજ સંતાન હતું. અને તે પણ છોકરી, એટલે મા તેમજ દીકરીને ગુજરાન ચલાવવું અશકય થઈ પડતું હતું, પણ બીજો કશો માર્ગ ન હતો.

૧૭ વર્ષની વયની સુંદરી તેની માતાને ગંદા બિછાણામાં સબડતી ..કવાથી, પોતાની પ્રિય માતાને કોઈ પણ રીતે માંદગીમાંથી ..ા કરવા રાત્ર દી' પ્રભુ પાસે દુવા માંગતી. તેનું નામ સરોજ હતું.

તેની માતા તેને તેમ કરતાં અટકાવતી હતી. કાંકે લાબાં સમયથી ..ીને બિછાણે હોવાથી તેને પોતાની જીંદગી અકારી થઇ પડી હતી. ..પણ રીતે પ્રભુ તેને જલદી તેના દ્વારમાં તેડી લે એમ તેણી ઇચ્છતી. ..આખો દીવસ ભરતકામ તેમજ ગુંઠણ કરી તેઓનો નિર્વાહ

કરતી. જે પ્રભુએ આપણુને જન્મ દીધો છે તે આપણુ પણુ રીતે મેવા મિઠાઈ નહિ પણુ બે ટક અથવા એક ટંકનો દાળ તો આપશેજ. પરંતુ તેની માતાને સારી કરવા માટેના પૈસા કયાંથી પે. કરવા તે માટે સરોજ ખુબ અકળાતી હતી.



## પ્રકરણુ—૨ જું.

સરોજ પાતળી, ઉંચી, ભુરી આંખો ધરાવતી કોઈક હોલીવુડની રાજ રમણીઓને પણુ બે ઘડી ચકિત કરી નાંખે તેટલી સુંદર હતી. તેના લાંબા કાળા વાળ તેના સ્વરૂપમાં ઓર વધારો કરતા હતા. તેની હડપચી પાટલી તેમજ અણીયાલી હતી. તેનું મોંઢ કંઇક ગોલ આકારનું હતું. જેવારે તેનાં દાંત જાણે દાડમની કળી માફક દીસતા હતા. તેણી એટલી તો સ્વરૂપવંતી હતી કે કોઈ શ્રીમંતોની તેણી પર નજર પડે તો તેઓનાં મહેલની રાણી પણુ બનાવી દે.

સરોજ જો પૈસા મેળવવા માંગે તો પુરૂષોને લલચાવી કોઈપણુ ભોગે નાની મોટી રકમ મેળવી શકે. પણુ ના, કદી નહિ. એ પૈસાને તેણી નીર્થક સમજતી. એવા વગર મહેનતનાં પૈસા કમાવા તરફ તેને ધિક્કાર હતો. એવી રીતે પૈસા મેળવવા કરતાં તો મહેનત મજુરી કરી જે કંઈ મહેનતનો બદલો મળે તેમાંથી સુખે દાળ રોટલો ખાવો તેને વિશેષ પ્રિય હતો.

કોઇ કોઇવાર તેને અતિશય સંતાપ થતો. કારણ કે દીવસ-દીવસે તેની માતાની સ્થિતી બગડતી જતી હતી. ઔષધ લાવવા માટે પાસે પણુ ન મળે. કેટલી કંગાળ સ્થિતી ? કુદરતનો કેટલો કઠણુ કોપ પિછાણી, નેકીને રસ્તે ચાલનાર મા દીકરી ઉપર કેટલો શ્રાપ ?

સરોજ ગરીબાઈથી ન ડરી ગમે એટલી વિપત્તીઓ પડી છતાં પર શ્રદ્ધા રાખી, ધીરતા પકડી સઘળું સહન કરતી.



## પ્રકરણ—૭ જુ'.

એક દીવસ તેની માતાને છાતીમાં અતિષય વેદના થઈ. તેનાથી તે દુઃખ કેમ ખમી શકાય? ડોકટરને તેડાવે તો તેની મોટી ફી કયાંથી લાવે? એટલે રડતે મુખડે તેની માયાળુ માની ખાટ સોડ બેઠી, છાતી પર ગરમ પાણીની બાટલીનો સેક કરવા લાગી.

આવી રીતે આખો દીવસ પુર્ણ થયો. પૈસાની ધુંધમાં અંધ બનેલા પાડોશીઓ પણ કંઈ મદદ કરતા ન હતા. એટલે ગરીબ બાપડી સરોજ આખી રાત કેમ જાગશે, તે માટે તેની વૃદ્ધ માતા વિલાપ કરતી હતી.

રાતે પડી ચુકી હતી. ગગનમાં તેમજ સર્વ ઠેકાણે અંધકાર માલુમ પડતો સરોજના ઘરમાં એક ખુલ્લો દીવો બળતો હતો. તેની માતા "ઓહ પ્રભુ, હે પરમાત્મા, ઓહ ઇશ્વર"ના પોકાર કરતી કરતી આંખ બંધ કરવા લાગી

સરોજ તેના માતાના ખાટલાની નઝદીકજ બેઠી હતી. એટલે તુરત તેની વ્હાલી માતને વળગી પડી. તેણી ખુબ રોઇ પોતાની માને બેભાન સ્થિતીમાં પડતી છાંડી તેણી ઘરનાં પાછલા ભાગમાં ઝડપથી દોડી ગઇ. એક પળમાં તેણી કાંદો લઈ આવી. કોલનવોટર શું ચીજ તે તેને શી ખબર? એટલે કાંદો ફાડી તેની માતાનાં નાંક આગળ ઝાલ્યો.

"ઓહ હવે તારૂં શું થશે? તેણી કંઇક સુદ્ધીમાં આવી બોલી. સરોજ, મારી સુંદર સરોજ યુવાવસ્થામાં તો તેં ખુબ દુઃખ ભોગવ્યું છે, પણ હવે તારી ઉપર વિષેશ વિપત્તી પડશે તું એકલી અટુલી આવા નીચ આચાર વિચારના પાડોશીઓ વચ્ચે કેમ દી' કાઢશે? તારૂં ગુજરાન કયમ થશે? સરોજ, મારા મરણુની ઘડીએ મારો એક શબ્દ સ્વીકારે તો હું શાંતિથી ઇશ્વર આધિન થઇશ."

---

## પ્રકરણ—૪ થું.

સરોજ બાપડી ફસડાઇ પડી. પ્રભુએ તેનાં માથા પરથી પિતાનું છત્ર ઉઠાવી લીધું તો તેણી જેમ તેમ માતા સાથે દીવશો કાઢતી હતી પણ તેમાયે તેનાં પર ઓછી આપદા હોય તેમ તેની માતા મૃત્યુને શરણે થવાની તૈયારીમાં હતી.

તેણીએ તેની માતાનાં ગળાઇ ગયલાં શરીર ઉપર એક પછી એક ચુંબન લેવા માંડયા. તેની માતાએ આંખો ઉંચી કરી સરોજનાં સુંદર ચ્હેરા પર એક વાર ફરીથી દ્રષ્ટી નાંખી

સરોજને કંઇક હિંમત આવી તે સમજી કે પ્રભુ કદાચ તેને માથે તેની વૃદ્ધ માતાને સારી કરશે. સરોજ બંને હાથે તેને વળગી પડી. અને તેણી માતાનો મરણની ઘડીનો શબ્દ સદા પાળશે એવી તેની માતાને ખાત્રી આપી.

પેલી ડોસી બોલી, "પુત્રી સરોજ જો તારે આ જગતમાં કાંઈ પણ સુખ જોવું હોય તો કોઈ શ્રીમંતના પુત્ર જોડે વિવાહ કરીશ' આટલા શબ્દો બોલી તેણીએ જોર જોરથી શ્વાશ લેવા માંડયો.

થોડી મીનીટ પસાર ન થઇ તેટલાં તેની વ્હાલી માતાની છાતી, ઉપર નીચે થતી બંધ થઈ ગઇ, સરોજ બિચારી ગભરાઈ ગઇ. "મા, મા, મને પણ સાથે લઇ જા." સરોજ બોલી, મા સાંભળે કયાંથી? તે તો કયારની આ જુઠી જગત છોડી જઇ સ્વર્ગમાં સીધારી હતી.

તેની મીઠી, મધૂર, જગતના કોઈ પણ ભાગમાં ન મળી આવે તેવી વફાદાર, પ્રેમાળ માતાનો આત્મા કયારે ઉડી ગયો. તે પણ સરોજ જાણવા ન પામી.



## પ્રકરણ—૫ મું.

પર સરોજની માતાને મરણ પામ્યાને એક વર્ષ વહી ગયું. માબાપનાં
'ની અનાથ યુવતી સરોજ દુઃખે દહાડા કાઢતી હતી.

'રોજને સ્વપ્નું આવ્યું તેમાં તેણીએ ભાળ્યું કે તેની
કહેતી હતી કે "સરોજ તું હજી સુધી પરણતી

કેમ નથી ? મારો વિલાપ હવે ભુલી જા. અને કોઇ શ્રીમંત યુવક સાથ વિવાહ કરી નાંખ, ગરીબીમાં એમ કયાં સુધી સબડયા કરશે ?"

તેણી નિંદ્રામાંથી જાગૃત થઈ. ભયંકર સ્વપ્નાંનો ભેદ તુરત પામી ગઇ. સરોજે તેની માતાને મરણુ વેળાએ વચન આપ્યું હતું કે તેણી તેનો શબ્દ ઉપાડી લેશે. અને શ્રીમંત પતિ સાથે વિવાહ કરી એક પતીવૃતા પુત્રી તરીકેની પવિત્ર ફરજ અદા કરશે.

હવે રોયા કરવાથી શું વળે ? મા મરણુ પામી, પિતા પણુ સ્વર્ગે સીધાવ્યો. ન મળે ભાઇ કે ન મળે બ્હેન અરે, તેણી કેટલી અભાગણી કે તેને સહાય થવા કોઇ સગું વ્હાલું પણુ અત્યારે હતું નહિ.

બાપડી સરોજ જેમ તેમ દાળ રોટલી ખાઈ દીવસો વિતાવતી હતી. તેથી સ્વર્ગમાં તેની માતાનો આત્મા કકળતો હશે. એવા વિચારથી સરોજે નક્કી નિશ્ચય કર્યો કે થોડાક માસમાં કોઇ પૈસાદાર પતિ સાથે વેશવાળ કરવાં.

સરોજ એક ભોલા સ્વભાવની નારી સંસાર શું વસ્તુ છે તે કેમ જાણે ? માબાપની સેવા ચાકરીમાં નિમગ્ન રહી, મજુરી કરી પૈસા પેદા કરનાર કાવળી કન્યા સરોજ, પૈસાવાળાનાં પુત્ર સાથે પરણુવાથી કેવી દશા થતી હશે, તે શું જાણે ?

હવે તેણીએ પોતાની હેતીલી સખીઓની સાહ્યતાથી કોઇ સારા યુવકની શોધ કરવા માંડી. નાની વયમાં દુઃખ ભોગવનાર બારજાને પૈસાદાર પતિ મળે તો તેણી હવાઈ કીલ્લા બાંધે તેમાં શી નવાઈ ? સરોજે વિચાર કર્યો કે તેનાં વિવાહ થશે, પછી તેણી કંઇક સુખી દીવસો જોવા પામશે, અને દુઃખમાં ડુબી જઈ દરીદ્ર દીવસો કાઢતી હતી, ને હવે સદાને માટે ભુલી જશે.



## પ્રકરણુ—૬ ઠું.

મનુષ્યનું ભાગ્ય ફરતાં વાર લાગતી નથી. કોઈ માનવીનાં ભાગ્યનું ચક્ર આંખનો એક પલકારો મારે તેટલાં બદલાઇ જાય છે. જ્યારે વળી કોઇનું ભાગ્ય મહીનાનાં મહીનાઓ તો શું પણુ દાહેડાઓ વહી જવા પછી પણુ બદલાતું નથી. બાપડી સરોજને પણુ ઉપલી બીના લાગુ પડી તેણી

બીજી યુવતીઓ જેમ સ્કુલ માસ્તરણી થવા યત્ન કરતાં નિષ્ફળ જતી કોઇ ઠેકાણે બાળકોને ઓછા પૈસામાં ભણાવવાનો વિચાર કરી ખબર કાઢતી તો ત્યાંથી પણ ઉત્તર નકારમાંજ આવતો.

સરોજે અવાર નવાર બીજા બીજા સિતલ સ્થળોએ સાંજનાં સમયે ફરવાનું શરૂં કર્યું તેણી જ્યાં આગળથી પસાર થતી ત્યાં આગળ સૌ કોઇ તેણીને ભાળતા હતા. તેણી મનમા કંઇક અંશે આનંદ પામી.

એને હવે આશા ઉત્પન થઇ કે તેને કોઈ પણ પૈસાવળો યુવક ટુંક સમયમાં હવે મળી જશે. એક દી'એ સરોજ રસ્તા ઉપરથી પસાર થતી હતી. તેની પાસેથી એક સુંદર શેવરોલેટ સૂર—સૂર—સૂર કરતી જતી હતી. તેમાં કોઇ ઇંગ્લીશ લુગડામાં સજ્જ થયલો હિન્દુ યુવક બેઠો હતો.

મોટર હંકારતા તેની દ્રષ્ટી અણધારી સરોજ પર પડી. સરોજનો સુંદર ચ્હેરો જોઈ પેલો યુવક પ્રેમ ઘેલો થઇ ગયો. તેને ગાડી ધીમી કીધી. સરોજ ને શોખીન યુવકો વિષે કશું જ્ઞાન ન હતું કે કોઈ સુંદર પુરૂષ ને કેવી રીતે આકંષવો.

તેણી મોટર ધીમી કરવાનો ભેદ જાણી શકી નહિ. સરોજ પણ તેને જોઇ કંઇક ખેંચાઈ પણ પુરૂષોની મજાકનો ઉત્તર કેવી યુક્તિથી વાળવો તે ન જાણવાને લઇને સડસડાટ ચાલી ગઇ.

પેલા નવયુવકે સરોજની પાછળ ધીમે ધીમે ગાડી હંકારી. ગાડી નવી હોવાને લઇને કેવલ અવાજ ન કરતી હતી મોટર ચલાવનાર યુવકે સરોજની પાછળ ગાડી લઈ જઇ, હોર્ન વગાડ્યું. સરોજ ચમકી ઉઠી. એક ચીસની સાથે તેણી જમીન પર પટકાઇ પડી. તુરતજ પેલા પ્રેમ ઘેલાએ તેને જમીન પરથી ઉંચકી લીધી, અને મોટરમાં બેસાડી.

સરોજ હવે જાગૃત થઇ. પોતાને પારકા પુરૂષની ગાડીમાં પડેલી જોઇ ગભરાઈ ગઇ. પેલા યુવકે તેને ઘરે ગાડીમાં છોડી આવવા અરજ કીધી. પેલી કહેવત છે કે "દર્દીને જોઇતું વૈદે ફરમાવ્યું." તેવી રીતે સરોજને પણ પારકા પુરૂષ સાથ મિત્રાચારી બાંધવાની તક મળી.

સરોજનાં ઘર આગળ ગાડી ઉભી રાખી. તેણી વીસમી સદીની ઉછાંછળી છોકરીઓનાં જેવી ન હતી. એટલે 'આભાર' કહી ઉતરી પડી, અને

પેલો યુવક ગમગીન ચ્હેરે ચંદ્રમાનાં તેજને પણ ઝાંખ લગાડે તેવા સુંદર ચ્હેરાની સરોજને છોડી ઘરે ગયો.

આખી રાત સરોજ ને નિંદ્રા ન આવી. તેણીએ આખી રાત્રમાં સંખ્યાબંધ સ્વપ્નાઓ ભાળ્યા, પેલો ખુબસુરત મોટર ગાડીનો માલીક તેની ચક્ષુ સામેથી એક મીનીટ પણ ખસી શકયો નહિ.



## પ્રકરણ—૭ મું.

પ્રભાત પડી ચુકી હતી, સુર્યનારાયણ તેમના પ્રકાશિત કીરણો પૃથ્વી પર પાંથરી રહ્યા હતા. તેટલાં સરોજે મોટરનો અવાજ સાંભળ્યો, તેણી ઉતાવળે પગલે બારી આગળ આવી ઉભી. ખુશાલી વચ્ચે તેણીએ જોયું કે એક દીવસ અગાઉ તેને જે યુવક મોટરમાં ઘરે પુગાડી ગયો હતો. તેજ પાછો નજરે પડયો સરોજે છુટકારાનો દમ ખેંચ્યો.

તેણીની છાતી ધડકવા લાગી, પેલો યુવક પ્રભાતના પ્રહરમાં કેમ પાછો આવ્યો ? શું તે સરોજ પાછળ પ્રેમ ઘેલો બન્યો હતો કે? સરોજને ચિંતા થઇ, તેણી બારી આગળથી ખસી ગઈ.

થોડી પળમાં ટક—ટક—ટક બારણા પર ત્રણ ટકોરા પડયા, સરોજ જાણે કાંઈ જાણતી ન હોય તેમ, કમાડ ખોલવા પહેલા 'કોણ છે' નો પોકાર કર્યો.

ઘરની બહારથી પેલા યુવકે કહ્યું, "ના—કોઇ નહિ એતો હું નટવર છું."

સરોજ તુરત પામી ગઈ, કે તે પેલા યુવકનોજ અવાજ હતો. અને વળી તેણીએ મોટરમાંથી ઉતરતી વખતે સેક—હેન્ડ કરતાં તેના હાથ ઉપર N અક્ષરની વીંટી દીઠી હતી. એટલે વિના ભયે બારણું ખોલ્યું.

તે સરોજને જોતાંની સાથે મોં મલકાવી હસ્યો. સરોજે પણ તેનાં ઉત્તરમાં મોંઢુ મલકાવ્યું, સરોજને ત્યાં ન મળે બેસવા માટે ખુરસી, કે લખવા માટે ટેબલ, તેણી વમાસણમાં પડી ગઈ

નટવર ચતુર હતો, સરોજની કઢણાઇ તે વર્તી ગયો. બે પાંચ મીનીટ ઉભા ઉભા વાત કરી રહ્યા કેડે નટવરે 'જે જે' કરી ચાલવા માંડયું. અને સરોજની બંગડી કે જે મોટરમાં પડી ગઈ હતી. તે પાછી સપુરદ કરી.

હવે સરોજ પણ નટવર તરફ આકર્ષાઇ ગઇ, તેની મીઠી મીઠી મધ જેવી મલકાઈ મલકાઇને વાત કરવાની ચતુરાઇ જોઈ સરોજ પણ પ્રેમ ઘેલી બની. બંને જણાં પ્રેમમાં પડવાનાં સુખી સ્વપ્નાઓ સેવતાં હતાં.

## પ્રકરણ—૮ મું.

સરોજ તેમજ નટવર એકેકને દરરોજ ભેટતાં થયાં. નટવર સમજતો કે તેના જેવો ભાગ્યવાન પુરૂષ કોઈકજ હશે, કે સરોજનાં જેવી સુંદર સ્ત્રી મેળવી શકે, જ્યારે સરોજ મનમાં હરખાતી કે એવી કોઈકજ નારી હશે કે જે નટવરનાં જેવો પુરૂષ મેળવવા ભાગ્યવાન થઇ હોય.

તેઓ વચ્ચે ધાડ મિત્રાચારી થતી ગઇ. બંને એકેકને ખરાં અંતકરણથી ચાહવા લાગ્યાં. નટવર દર માસે સરોજને ખર્ચ માટે મદદ કરતો હતો. સરોજ હવે ઉતાવળી થઇ. તેઓનું જોડું એટલું સુંદર લાગતું હતું કે રસ્તે ચાલતા દરેક લોકો તેઓની નિંદા કરતાં.

હવે સરોજે કોઇપણ રીતે જલદી વિવાહ કરવા નટવરને બોલાવ્યો. પૈસાનું પરમ સુખ ભોગવનાર ભાગ્યવાન નટવર એકે પગલે વિવાહ કરવા તૈયાર થઈ ગયો.

વિવાહ માટે બંનેએ તૈયારી કરવા માંડી. સરોજે પણ ધીમે ધીમે તેનાં ઘરમાં ફેરફાર કરવા માંડયા હતા. તેનાં અંધારાં ઘરમાં રાત્રીને સમયે જે ઝાંખો દીવો બળતો હતો. તેની જગ્યાએ ભભુક્તી રોશનીદાર પેટ્રોમેક્ષ લાઈટ ઝગઝગતી હતી. સરોજ પણ કાગને ડોળે વિવાહનાં દીવસની રાહ જોતી હતી. જેવારે બીજી બાજુએ નટવર પણ ખુબ ઉતાવળો બનતો.



## પ્રકરણ—૯ મું.

વિવાહનો દીવસ આવી પુગ્યો નટવરનાં પિતા મરણ પામ્યા હતા એટલે નટવરની મા તેમજ મોટી બહેને ખુબ ધામધુમ સાથે નટવરનાં સંખ્યાબંધ મિત્રોને કંકોત્રી-આમંત્રણ મોકલ્યા હોવાથી તેઓ પણ વિવાહ પ્રસંગે ઉતરી પડયા હતા.

સરોજે હવે તેનાં અંધારા, હવા વગરનાં નાનાં ઘરને છેવટના પ્રણામ કર્યાં નટવરનાં ઘરમાં રાજશાહી ઠાઠમાઠ જોઈ તેણી અચરતીમાં ગરકાવ થઈ જતી.

નટવરની બહેન તેમજ મા, સરોજને નટવરની હાજરીમાં માન આપતાં જેવારે તે બહાર જતો ત્યારે બંને મા દીકરી સરોજને ડંખતા હતા. કારણકે સરોજ ગરીબ પણ ખાનદાની કુટુંબની યુવતી

હતી. અને એવી ગરીબની છોકરીને પરણી લાવવાથી જાણે તેઓનાં કુટુંબને કલંક લાગ્યો હોય તેમ સમજતાં.

સરોજ સુખી દીવસો જોવાની આશા રાખતી હતી, તે સઘળી બળીને ભસ્મ થઈ ગઇ. તેનાં મનની ઉમેદ મનમાંજ રહી ગઈ.

નટવરને પણ તેની મા તેમજ બહેન ઉશ્કેરતાં હતાં, કોઇ કોઇ વાર નટવર પણ સરોજ પર ખીજાઇ પડતો. નટવરની મા, બહેનને ક્યાં ખબર હતી, કે કોઇનાં સુખી સંસારમાં ઝેર રેડવાથી તેઓની કેવી હાય લાગે છે? સરોજ મુંગે મોંહડે સર્વ સહન કરતી. તે સિવાય બીજો માર્ગ ન હતો.

ખીલતી કળી માફક ભાસતી સરોજ દુખદ ચ્હેરે ફરવા લાગી. નટવર પણ હવે લફંગાઈ કરતાં શીખવા લાગ્યો. કેમકે તેનાં કેટલાક મિત્રો ઉંધે રસ્તે દોરવતા હતા.

નટવર તેઓ સાથે કલબોમાં ભટકવા લાગ્યો. ભાત ભાતના વ્યસનોમાં પડી રહી આખો દીવસ મઝાહ ઉડાવતો, તેનાં મિત્રો પણ તેને પૈસે વ્યસનમાં મચ્યા રહી તાગડધીન્ના કરતા હતા.

એક દીવસ નટવરે સરોજને પણ વ્યસની થવા સાથે આવવા કહ્યું. સરોજ ઠંડીગાર થઈ ગઇ. વ્યસન જેવી વસ્તુને કદી સ્પર્શ પણ કર્યો ન હતો. તે યુવતિ દારૂનાં બારમાં કેમ જવાની હિંમત કરે!

નટવરે સરોજને ખુબ માર માર્યો. તેણી એક હરફ પણ બોલી નહિ, નટવર શરાબની ધુંણમાં તેણીને એટલો સખ્ત માર મારતો કે સરોજના ડીલ પર લાલ લાલ સોળ પડતા.

---

## પ્રકરણ—૧૦ મું.

સરોજ જાજરૂમાં ભરાઈ રડતી, તેણી રાત્ર અને દીવસ તેની માતાને યાદ કરતી હતી. કાંકે માતાનો શબ્દ પાળવા ખાતર તેણી જીવતાં નર્ક દ્વારમાં પડી ચુકી હતી.

નટવર કે જે શરૂઆતમાં સરોજ પાછળ જેટલો પ્રેમી પાગલ બનતો હતો તેટલો હવે નિરભય બનતો ગયો. સરોજ કોઈ કોઈવાર એક બે દીન ન ભોજન જમતી કે ઘરની બહાર નીશરતી છતાં પેલાં પાપી પતિ નટવરને તેની લેશ માત્ર ચિંતા નહોતી.

સરોજ તો નટવર પાછળ જીવ પટકી મેલતી, નટવર મોડી રાત્રે ઘરમાં આવતો ત્યાં સુધી રશોઇ પણ ન જમતી એક પવિત્ર પત્ની તરીકેની પવિત્ર ફરજ તેણી સારી રીતે સમજતી હતી. છતાં પેલો નફ્ટ નટવર તેને પળેપળ હાડમાર કરતો.

નિર્દોષ, નેકીની રાહે ચાલનારી નમાની નારી સરોજ તેનું દુઃખ કોણની સમક્ષ ખાલી કરે ? પતિ પણ ક્રૂર નીવડયો. સાસુ તેમજ નણંદ તો તેને ગુલામની માફક ગણતાં ત્યારે હવે તેને દીલાસો કોણ આપે ? દુઃખી સરોજ મનમાં ને મનમાં મુંઝાતી.

“ પ્રભુ મને સહાય થા. ” સરોજ કકળતા કંઠે બોલી. આકાશ બાજુ નજર કરી તેણી જાણે પરમેશ્વર સાથ વાર્તાલાપ કરતી હોય તેમ ઉંચે જોઈ ચક્ષુમાંથી આંસુઓ ખેરવવા લાગી

સરોજની એકજ મોડી આશા હતી. પ્રભુ તેની તે ફલીભુત કરે તો તેણી આટલે વિલાપ ન કરે. આ આશા તે બીજી કંઇ નહિ પણ તેને પેટે એક પુત્ર કે પુત્રી અવતરે એવી હતી.

ગરીબના બેલી કોણ ? ભોળી સ્ત્રીઓને સયતાની પંજામાંથી મુક્ત કરનાર કોણ ? પ્રભુ—વળી બીજું કોણ હોઇ શકે ?

પરમેશ્વરે જાણે તેની અરજનો સ્વીકાર કર્યો હોય તેમ સરોજને પેટે એક પુત્રી અવતરી, સરોજ હર્ષઘેલી થઇ ગઇ.

તેના હર્ષનો પાર ન રહ્યો, કાંઇ ના તો સરોજ તેનાં બાળકની કાળજી કરી દીવસ પસાર તો કરી શકે ?

નટવર હવે પિતા થયો. તેનો સ્વભાવ વિચીત્ર પ્રકારનો હતો. પિતા

થવાથી જેવારે કેટલાકો ખુશ થાય, ત્યારે નાલાયક નટવર નાખુશ થયો. તેને બાળકને હાથમાં વટીક ન લીધું કે ના રમાડયું.

બાપડી સરોજ તે જોઇ મનમાં ખુબ બળતી. એક પિતા જેવો પિતા તેનાં પહેલ વહેલા બાળકને રમાડે પણ નહિ. સરોજ તો નાની વયથીજ દુઃખ સહન કરતી આવી હતી. એટલે લોહીનો ઘુંટ ગળી સહન કરી જતી.

કોઇ કોઈ વેળા તેણી આંસુથી ભરપુર આંખોએ પોતાનાં બાળકને જોઇ સંતાપ કરતી.

પેલું બાળક દીન પ્રતિદીન મોટું થતું ગયું. તેનું નામ જમના રાખ્યું કેમકે નટવરની માતાનું નામ પણ જમના હતું. સરોજનો વિચાર તેની પુત્રીનું નામ શાન્તા રાખવાનો હતો. કેમકે તેની માતાનું નામ રાખવા તેણી આતુર હતી પણ નટવરનું તણી પર દબાણ હોવાથી તેમ કરી ન શકી.

---

## પ્રકરણ—૧૧ મું.

સરોજ અતિશય કાળજી લઈ જમનાને ઉછેરતી. જમનાનો ચ્હેરો પ્રત્યક્ષ તેની માતાનાં ચ્હેરાને મળતો આવતો હતો હવે જમના સાત વર્ષની વયની થઇ ચુકી.

જયારે પણ તેનો ક્રુર પિતા નટવર તેની માયાળુ માતાને દુઃખ દેતો હતો અથવા મારફાડ કરતો ત્યારે તેણી ગંભીર ચ્હેરે સર્વે ભાળ્યા કરતી.

નટવર પણ સારી પેઠે સમજતો હતો કે જમનાનું મન તેનાં તરફ ન હતું. એટલે તેને પ્રેમથી રમાડતો નહિ. રમકડાં શું વસ્તુ તે તો જમના જાણતી પણ ન હતી. કેમકે નટવર હવે વંઠી ગયો હતો તેને કોઇની પરવાહ ન હતી એટલે કોઈ દીવસ તેની પુત્રી માટે બે ચાર પૈસાની ઢીંગલી પણ ન લાવતો.

જમનાની ફોઈ તેમજ દાદી તેને વ્હાલથી ન બોલાવતાં સરોજ સાથે શત્રુની માફક વર્તન ચલાવે પણ આ નિર્દોષ નાની વયનાં બાળક સાથ શું કામ તેઓ આવી વર્તણુક ચલાવે.

એક દીવસ નટવરે કલબમાં જઇ ખુબ મદીરા પીધો. મોડી રાત

થઈ છતાં નટવરનો પત્તો ન મળે. સરોજ તેમજ જમના તેની રાહ જોતા ૧૧ વાગ્યા-૧૨ વાગ્યા-બે થયા તો પણ નટવર ન આવ્યો.

સરોજ તો જમનાને સુવાડી બારી પર વાટ જોતી ઉભી. નટવર લગભગ ત્રણ વાગ્યાને સમયે લથડતી સ્થીતીએ અપશબ્દ બોલતો બોલતો ઘરના દાદરા પર ચઢયો.

તેને આવી સ્થિતીમાં જોઇ સરોજ ગભરાટમાં ગરકાવ થઈ ગઈ. રખેને નટવર તેને માર મારે તેના ડરથી ધ્રુજતા હસ્તે કમાડ ખોલવા ગઈ.

મદીરાપાન કરી મસ્ત બનેલા નટવરે સરોજને આવતાંની સાથે એક ધક્કો માર્યો તેણી જમીન પર પછડાઇ પડી. પેલો પાપી પિતા તેની નાની બાળકી આગળ ગયો.

જાગૃત થા, જમના ઉઠ, તારી મા મરણ પામી છે. એની સાથે તું પણ સ્વર્ગે સીધાર.



## પ્રકરણ—૧૨ મું.

લગભગ ચાર વાગ્યા હોવાથી જમના ભર નિદ્રામાં હતી, નટવરે તેનો સુકોમળ હાથ પકડી ખાટલા પરથી નીચે ફેંકી દીધી.

સરોજ કે જે ભોંય પરજ સુઈ રહી હતી. કંઇક હિંમત હવે તે એકઠી કરી તેની બાળકી પાસે ગઈ, બિચારૂં સાત વર્ષનું બાળક તેના કસાઇ જેવા ક્રૂર હૃદયના પિતાથી ડરી ગયું. અને રડવા લાગ્યું.

જમના થોડેવારે ઉભી થઇ. પોતાનાં દુષ્ટ પિતા પાસે જઇ બોલી. " પિતા તું મને માર, પણ મારી પ્રિય માતાને ન માર, એને ક્ષમા કર. મારી મા માદી પડશે તો આપણને ચાહ પાણી કોણ કરી આપશે ?

નટવર સખ્ત હૃદય ધરાવનાર પુરૂષ હતો. છતાં તેની પુત્રીના કહેલા સોનેરી સખુનો સાંભળી તેની આંખમાં આંસુઓ, મોતીનાં દાણાં માફક ચમકવા લાગ્યા. તે લગભગ રોઇ પડવાની તૈયારીમાં હતો એટલે ઓરડો છોડી ચાલી ગયો.

સરોજ હવે જીંદગીથી કંટાળી તેને આ જગત અકારી થઇ પડી. જગતમાં થોડું ઘણું પણ સુખ તેનાં ભાગ્યમાં ન સરજાયું હતું. એટલે તેનાં દુઃખી જીવનનો અંત આણવા આતુર રહેતી.

પતિનાં કડક સખુનો સાંભળી તેનાં નાજુક કાનો ફાટી જતા. નટવરનાં બદબો મારતાં મોંહમાંથી બહાર નીકળતા બાણરૂપી શબ્દો તેનું કોમળ હૃદય વિંધી નાંખતા. આવા સિતમો સહેવા સારૂ તેની પાસે શક્તિ ન હતી.

સરોજે પોતાના શરીર ઉપર કેરોસીન રેડી બળી જવાનો વિચાર કર્યો. આજે હિંદુ પરણેતરોમાં આવી જાતનાં સંખ્યાબંધ કરૂણ બનાવો બનતાં આપણે વર્તમાનપત્ર દ્વારા પ્રગટ થયલા જોઇએ છીએ. પતિનું સંકટ ન ખમી શકવાથી નિર્દોષ બાળાઓ કુમળી વયે કેરોસીન રેડી ભસ્મ થઈ જાય છે. વળી કેટલીક સ્ત્રી ખુલ્લા બળતા દીવા તેમજ ભયંકર સ્ટવનાં ભોગો થઇ પડે છે.

તેણીએ એક દીવસે સાંજે ત્રણ વાગે દીલ પર કેરોસીન રેડયું. જમના કે જે તેની પાસેજ ખડી રહી હતી તે તેની માતાને તેમ કરતા જોઈ દંગ થઈ ગઈ.

જમના બોલી "મા તું આ શું કરે છે? શરીર ઉપર ગંધ મારતી વસ્તુ કાં રેડે છે?" સરોજે તેને સમજાવી. તેણી માયાળુ અવાજથી બોલી "પુત્રી એ તો મારે શરીરે કીડ થઈ છે. તેથી એક પ્રકારના ઔષધ વડે સ્નાન કરૂં છું."



## પ્રકરણ—૧૩ મું.

કોઈ છે કે ઘરમાં! જમના આ અવાજ સાંભળી બહાર દોડી ગઈ. તેટલાં સરોજે સાડી પર દીવાસળી મુકી અને ધીમે ધીમે હાશ—હુશ કરવા લાગી.

બહાર જઈ જમનાએ જોયું તો પોસ્ટમેન કાગળ લઈ આવ્યો હતો જમનાનાં હાથમાં પત્ર આપતા તે અચકાયો તેને કહ્યું "ઘરમાંથી કોઈ મોટા માણસને તેડી લાવ, તારી મા કે બાપા તો હશેજ!"

જમના દોડતી દોડતી મા આગળ આવી અચરતી વચ્ચે તેણીએ જોયું કે સરોજ જમીન પર બેભાન થઈ પડી હતી. તેનું શરીર તથા સાડી બળતાં હતા.

જમના આવાક બાળકી હતી તેણી તુરત દોડી જઇ પોસ્ટમેનને તેડી

આવી. પોરટમેને યુંક્તિ વાપરી સાફો છોડી સરોજનાં શરીરની આસપાસ તાણીને વિંટાળ્યો. તુરત બળતાં બંધ થઈ ગયા.

ગડબડ થતાં નટવરની મા, તેમજ બહેન આવી પુગ્યા, સરોજને હોસ્પીટલમાં ખસેડવામાં આવી.

સરોજે કેરોસીન શરીર પર નાંખવા પહેલાં એક કૃણ ચીઠ્ઠી ટેબલ પર મુકી હતી, તેમાં લખેલું તેના જીવનનું કરૂણ દાસ્તાન સખ્તમાં સખ્ત હૃદયવાળા સખ્સનું પણ હૈયું હચમચાવી મુકે તેવું હતું. જે નીચે મુજબ હતું:—

> "હિંદુ સ્ત્રીઓ પર સમાજનો સીતમ કંઈ જેવો તેવો નથી. પતિ મરણ પામ્યો તો બાળ બોડાવી નાંખો, પતિ મોડો આવે ત્યાં સુધી ભોજન પણ ન કરી શકાય, પતિ વિના ઘરની બહાર ન જવાય શરીર ઢાંકવા માટે પુરેપુરા વસ્ત્ર પણ નહિ. એકાદ ફાટી તુટી સાડીનો કટકો તેજ ઘરનો પહેરવેશ અને બહાર પણ તેજ, શું હિંદુ સ્ત્રીઓ ક્રૂર પુરૂષોની ગુલામી સેવવા જન્મ પામી હશે? મારા પતિ માફક હજારો કંગાળ પતિઓ સટ્ટા, જુગાર અને મદીરાપાનથી પાયમાલ થઇ તેમની પત્નિઓના લોહી ચુસી લેતા હશે, ત્યારે કહો હવે આ જગતમાં જીવવું શા ખપનું?"

÷ ÷ ÷

સરોજ હવે તદન ઠીક થઇ ગઇ, ફક્ત બળી ગયલી ચામડીનાં ડાઘ રહી ગયા હતા તેણી પાછી હોસ્પીટાલમાંથી ઘરે આવી.

નટવર તો હવે સરોજને નામનો પુરો મુકી બેઠો હતો. પોતાની પત્ની મરે કે જીવે તેની તેને લગારે પરવાહ ન હતી. માબાપના આસરા વિનાની ભોલી ભાળી નાર સરોજ હવે જગતને મોં બતાવતાં લજવાઇ.

## પ્રકરણ—૧૪ મું.

ખરી રીતે, સરોજે ગભરાઈ જઇ બળી મરવાનો વિચાર છોડી દેવો હતો. પરમેશ્વરે દરેક માનવીની જીંદગીની હદ બનાવી છે. એટલે કવખતે મોત આવી શકતું નથી.

સરોજને તેનો પતિ તેમજ સાસુ અને નણંદ પજવવા લાગ્યાં, તેની ઉપર દુઃખના ડુંગરો તુટી પડયા માબાપ મરણ પામ્યા, ખુદ પતિ જેવો પતિ પણ શત્રુ થઇ બેઠો. ત્યારે હવે તેણી આ સંકટભરી જગતમાં કેમ જીવી શકે?

જમના દીવસે દીવસે મોટી થઇ ગઈ, હવે તેણી સમજુ થવાથી તેની માતા સરોજ ને દીલાસો દેતી, કોઇ કોઈવાર જમના કહેતી "મા તું બાપા માટે બળાપો મા કર. એ આપણને હવે સુખેથી પાણીનો ગોટ પણ ગળવા ન દેશે, હવે અહિં રહેવામાં કંઇ સાર નથી. ચાલ મા ઉઠ હિંમત પકડ અને મારા દયાહીન બાપુનું ઘર છોડી જા આપણે બહાર કંઇ પણ રીતે ફોડી લઇશું."

- પ્રભુએ પણ સરોજ ને પેટે એક પુત્રી અર્પણ કરી; તે પણ કેટલી બાહોશ? આટલી નાની વયે પિતાના પાપી પંજામાંથી મુકત કરવા માતાને, જેવી સોનેરી શિખામણ આપે છે, તેવી કોઈ ૧૫ વર્ષની પુત્રી પણ આપી શકે કે? ના કદી પણ નહિ.

કકળતા સરોદે સરોજ બોલી, "દીકરી તું હજીયે બાળક છે. આ જુઠી જગતમાં કુમળી વયની કાચળી કન્યાઓ પુરૂષો પેઠે ધંધાના ક્ષેત્રમાં ઝીપલાવે છે. તેઓની ધણી કરૂણ દશા થય છે નીચ સ્વભાવનાં નઠારા પુરૂષો ગરીબડી બાળાઓનાં જીવન ધૂળમાં મિટાવે છે નથી તેમણે પોલીસની પરવાહ કે નથી સમાજનો ડર? તેઓ તો કોઈ પણ રીતે રખડતી મહીલાઓને પોતાનાં સકંજામાં સપડાવવા સદાએ સ્વપ્નાં સેવે છે."

જમના જેવી નાની વયની ખીલતી કળી સમાજ શી વસ્તુ છે તે ક્યાંથી જાણે? તેણી આમજ સમજતી કે સ્ત્રીઓ પણ પુરૂષ જેમ સહેલાઇથી નોકરી મેળવી ગુજરાન ચલાવી શકે. એને કયાં ખબર હતી કે આ જગત માં પેટનો ખાડો પુરવા માટે યુવતી મહીલાઓ પર કેવી કેવી જાતની આફતો આવે છે. દુઃખનાં ડુંગરો તુટી પડે છે. સદાએ વેરનાં વાદળ ભમતા રહે છે. અને વળી કેટલીકવાર ઉપરીઓની નિચ માંગણીને પણ વશ થવું પડે છે,

નટવર એક નંબરનો શરાબી તેમજ સટ્ટોડીયો હતો. કોઈ કોઇ વાર રાત્રે જમનાને જગાડી પુછતો, બોલ દીકરી કાલે શું આવશે? જમના તેનો અર્થ ક્યાંથી સમજે કે ઉત્તર દે. જમના ધીમેથી બોલી બાપા વળી શું આવે? મને તો ભાસ થાય છે કે મિઠાઇ આવશે.

રેસનો રંગારી, દારૂનો દોસ્ત, સટ્ટાનો શોખીન, મવાલીઓનો મિત્ર નટવર હવે માંદો ને માંદો ચાલવા લાગ્યો દારૂ પી શરીરની અંદરનાં સર્વ ભાગો બાળી નાંખ્યા હતા, તેને કોઈ પણ દવા કારગત લાગી ન શકતી તે તો કહે તો કે "મને દારૂ અથવા બેવડો આપશો તો સાજો થઇ જઇશ."

સરોજ કે જેણે દારૂનાં દર્શન વટીક ન કીધા હતાં. તે નટવરને દારૂ ક્યાંથી આપે? સરોજની પાસે ખીસામાં મમરા ફાકવા એક દોઢીયું પણ નહિ, તે શરાબ ક્યાંથી લાવે?



## પ્રકરણ—૧૫ મું.

દીન પ્રતિદીન નટવરની સ્થીતી લથડતી ગઇ. તેની માતા તેમજ બ્હેન આમ સમજતા કે સરોજે તેને કાંઇ કરી મુકયું છે. એટલે પળે પળ તેને ગાળો ભાંડતા.

"દુઃખ પર દામ" તે એનું નામ, એક બાજુથી પતિનો પસ્તાવો જ્યારે બીજી બાજુથી સાસુ તથા નણંદનાં તાણ્યાં ટપલા, કેટલી કમનસીબ કન્યા? રાત દી' પતિ માટે પ્રશ્ચાતાપ કરતી પત્ની તેને શી રીતે સાજો કરે!

ઓસડ પીવા માટે નટવર ખુબ તોફાન મચાવતો. જાણે એને દવા પાઇ ને કેમ ટટાર થાય, તે માટે સરોજ સંતાપ કરતી.

પતિ કે જે તેની ગરીબ ગુણવંતી, ગાય જેવા ગરીબ સ્વભાવની ની માંદગી વેળા તેની સેવા ચાકરી કરતી. પગ ચંપી કરતી. માથું પંપાળતી, છતાં નટવરનાં ભેજામાં શું ભૂસું ભેળાઈ ગયું હતું તે પ્રભુ જાણે. તે સરોજની લગારે પરવાહ કરતો નહિ.

જમના પણ હવે તેનાં પિતા માટે બળવા લાગી. કેમકે નટવર હવે અંતની ઘડી એ હોય તેમ દીસતો હતો.

સરોજ તેમજ જમના બંને એકમેકને બાથ બીડી ઘરના પાછલા બાગમાં જઇ રૂદન કરતાં. તેઓને તેમ કરતાં કોણ છાના રાખે?

"પ્રભુ, ઓહ પ્રભુ, મને સહાય થા, મારા પતિને આ નિર્દોષ બાળકને માથે પાછો ઉઠાડ, એને નવું જીવન દે એ મરણ પામશે તો હમે ક્યાં જઈશું? એકલાં ક્યાં અને કેમ રહીશું? પ્રભુ, ઓ ઈશ્વર, મારી કકળતી આંતરડીની આગ હોલવ. અને એને થોડા વધુ વર્ષ જીવાડ."

નટવરની જીંદગીનો અંત નઝદીક આવી રહ્યો હતો, એટલે પરમેશ્વર તેના કાયદાનો કેમ ભંગ કરી શકે? ઈશ્વરે આખીયે સૃષ્ટી માટે નિર્માણ કરેલો કાયદો કેમ તોડી શકાય? જેવી રીતે સુર્ય સહવારે પુર્વમાં ઉગે તે સદા કાળ તેમજ ઉગશે. રાત પછી દીવસ પછી રાત, તે કદી બદલાતું નથી. તેવીજ રીતે એક મનુષ્યની જીંદગીની હદ ખલાસ થતાં તે સ્વર્ગમાં કે નર્કમાં વાસો કરશેજ.

નાલાયક નટવર હવે કંપવા લાગ્યો, જીવતાં જીવનમાં પોતાની પવિત્ર પત્ની ને જે દુઃખો દીધા હતાં. તે માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. હવે તેનું આવી બન્યું હતું જમ તેનાં આત્માને પેલી જગતમાં કુચ કરી લઈ જવા ટલપી રહ્યો હતો.

રાત્રીનો સમય હતો. જેવારે સો કોઈ, ગરીબ કે તવંગર, દુઃખી કે સુખી, યુવાન યા ઘરડા, પાપી કે પવિત્ર પુરૂષો ભર નિદ્રામાં પડી ચુક્યાં હતાં. નટવરની મા, બહેન તથા પુત્રી જમના પણ ઘોરી રહ્યા હતાં. ત્યારે એકલી સરોજ તેનાં પતિની સેવા કરતી બેઠી હતી.

તેની છાતી, ઉપર નીચે થતી હતી તેનો આત્મા હજીએ આ જગતમાં વાસો કરવા લલચાતો હતો. પણ કુદરતનાં કાયદા આગળ સૌ કોઈ લાચાર છે. તેની જીંદગીની દોરીનો છેડો આવી ગયો હતો. એ જીવનરૂપી દોરી ન ટુંકી કરી શકાય કે ન લાંબી કરી શકાય.

કોઈ પણ ભોગે નટવરને મૃત્યુને આધીન થવા વિના છુટકો ન હતો. જે મિત્રો સુખમાં સદા સાથી હતા. તે હવે તેઓનું કાળું મોં વટીક બતાવતા ન હતા.

"નટવર, નટવર, મુંજ જીવનનાં સાથી મારી જીવનરૂપી નાવનાં સરદાર, આ સૃષ્ટીના સમુદ્રની પેલે પાર તરાવી જનાર પતિ. કંઈ પણ બોલ. તારી મરણની છેલ્લી ઘડીએ કંઈ પણ આશા હોય તે કહે." સરોજ કંપતા હૃદયભેદક વાક્યો કકળતા સ્વરે બોલી.



# તદન મફત.

શારીરીક શાસ્ત્રને સમજાવનાર, તંદુરસ્તીનાં નીયમો બતાવનાર, ઉત્તમ સંતતી પેદા થવાનું સાધન કહેનાર અને શરીરના રોગોને મટાડી શરીર બળવાન બનાવવાનો ઉપદેશ આપનાર જીંદગીનું અમૃત નામનું વૈદકીય પુસ્તક ૯૦) પાનાનું જે કોઇ એક પોસ્ટ કાર્ડ લખી મંગાવે તેને મફત મોકલાય છે પુસ્તક મલવાનું ઠેકાણું:—

**ડાકટર કાલીદાસ મોતીરામ** રાજકોટ કાઠીયાવાડ

# બાદશાહી યાકુતી.

(રજીસ્ટર્ડ)

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારની તમામ બ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી ૧ ના રૂા. ૧૦

## બાદશાહી યુનાની લેપ (રજીસ્ટર્ડ)

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફાયદેમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ**

**મુંબઇમાં દવા મલવાનું ઠેકાણું:—**

**મેસર્સ કેમ્પ એન્ડ કાં. લીમીટેડ તથા**

**ક્રાફર્ડ મારકેટની અંદર અચારીઆની દુકાન ઉપર.**

## પ્રકરણ—૧૬ મું.

એતો હવે મરણતોલ સ્થીતીમાં પડયો હતો. ગગનમાં ઝઝકળુ થવા લાગ્યું. નટવર જોર જોરથી શ્વાસ લેવા લાગ્યો. બંધ આંખે જમણીથી ડાબી, અને ડાબીથી જમણી બાજુ આલોટવા લાગ્યો. એનો આત્મા છેલ્લી ઘડીએ ખુબ ગુંગળાવી રહ્યો હતો.

"ઓહ, ઓહ, ઓહ, મા મારી કને આવ." નટવર ધીમા સ્વરે બોલ્યો. તેટલાં તેની માતા જાગૃત થવાથી આવી લાગી. નટવરે એક મોટી ગર્જના કરી. તેની જીભ બહાર નીકળી આવી. એનો આત્મા મહા મુશીબતે નટવરનાં હાડપીંજર જેવા હાલહવાલ શરીરમાંથી ઉડી ગયો.

મરઘાઓ કુકરે કુક કરી રહ્યા હતા. કોયલો મીઠા મધૂર અવાજે ટુહુ ટુહુ નાં સુંદર સરોદો રુમઝાવતી હતી પોપટ મીટઠુ મીટઠુ બોલતા હતા પક્ષીઓ ઉજાસ થવાથી માળા છોડી આમતેમ ઉડી તેઓનાં બચ્ચાં માટે ચારો શોધવા જતાં હતાં સર્વ કોઈ પ્રભાતનું પ્રહર હોવાથી ખુશ દેખાતા જ્યારે નટવર કે જેને ત્યાં ચોવીસે કલાક ગાન તાન, મોજ મઝાહ, ખાની પીની ધીંગા મસ્તી કરતા હતા. ત્યાં આજે શાંતી પથરાયલી જણાતી હતી.

રેડીયો અને ગ્રામોફોનનાં અવાજને બદલે રૂદનનાં પોકારો સર્વ કોઈનાં કાંને પડતા.

ચાર દીનની જુઠી જગતમાં નટવર ભલાઇને બદલે નાલાયકી કરી ગયો તેની પત્ની તેમજ પુત્રી જમના વિલાપે વિલાપે અર્ધમુવા થઇ જતાં.

સાસુનો સીતમ, પતિનો પશ્ચ'તાપ, પુત્રીનો બળાપો, માબાપની મોહીની આ ચાર વસ્તુ તેને ઘેલી બનાવી મેલતી.

અત્યાર સુધીમાં સરોજ પર જેટલો સીતમ વરતાવવામાં આવ્યો હતો તેનાથી વધુ સંકટ તો હવે વરસવા લાગ્યું.

પતિ મરણ પામ્યો એમાં પત્નીનો શો વાંક? એની આવરદા ટુંકી હશે ને, નાની વયમાંજ નટવર પેલી જગતમાં હાલતો થઈ ગયો તેમાં પત્ની ને હાડમાર કરવાથી શો લાભ?

દુઃખી દીલરૂપા યાને સ્વર્ગની સુંદરી સરોજ ઉપર, સમાજમાં સીતમગરોના ભયંકર વાંદળા ભમવા લાગ્યા હવે સરોજ ગભરાઈ ગઈ હતી.

તેણી એકલી હોત તો કોઇપણ રીતે ગુજરાન કરી શકત. પણ સાથે નાની વયની બાળકીને કેમ પાળી શકે?

આવા કટોકટીનાં યુગમાં યુવા પુરૂષ જેવા પુરૂષોને નોકરી વિના ટવળવું પડે છે. ૧૫-૨૦ રૂપરડીના પગાર માટે ગુલામગીરી વેઠવી પડે છે. છતાં તેઓને નોકરી પરથી કંઇ વખતે નાળીયેર મળશે તે કોઇ જાણી શકતું નથી. ત્યારે સરોજ જેવી જગતના ચિત્ર વિચીત્ર ચમકારાઓથી કીંવા અનુભવોથી નિરાળી નાર ને કોણ નોકરીએ રાખે? તે ન મળે તો પોશણ શી રીતે થાય?

પેટનો પાતાળ ખાડો કદી ભરાતો નથી. એ કુવારૂપી ખાડા જેવા પેટમાં નાખો નાખો નાખો અને ખાલીનો ખાલીજ. તો પછી સરોજ કેવી રીતે એ ખાડો પુરી શકે?

નટવરના અવશાનને એક માસ વહી ગયો, સરોજની કડક સાસુ તેને જીવવા જપવા પણ ન દેતી. 'નટવરને બદલે તું મરણ પામી હોત તો પાપ ધોવાત" તેની સાસુ સરોજને મેણાં મારતી.

સરોજથી આવા કઠણ શબ્દો શહન થઇ ન શકતા તેને એવો આઘાત થયો કે તેની કલ્પના પણ કરવી કઠણ છે, સરોજ રાત્ર દીવસ મૃત્યુને આમંત્રણ મોકલતી પણ પ્રભુની રજા વિના કોઈથી તેની કચેરીમાં દાખલ થઈ શકાતું નથી એટલે તેણી લાચાર હતી.

બારીએ બેઠી બેઠી સરોજ વિલાપ કરતી. તેને જો ખબર હોત કે પૈસાદારનાં પુત્ર સાથે પરણવાથી આવી કંગાળ દશા થાય છે. તો તેણી નજ પરણને. પણ ના, તેણી સાફ મનની નિર્દોષ નારી હતી. આફતથી ડરી જઇ, અથવા એવા પાપી પણ પૈસાદાર પુત્ર જોડે વિવાહ કરી સંકટ સેવ્યા વિના તેને માટે બીજો માર્ગજ ન હતો. તેણી તો કોઈ પણ રીતે તેની માતાનો સખુન પાળવા તત્પર રહી હતી.

તેની સાસુ તેને ખુલ્લે ખુલ્લું કહેતી કે "હવે તું બળીને ભસ્મ થઈ જા. સાથે તારા બાળકને પણ અગ્નિની હોળીમાં હોમાવ, પતિનાં મૃત્યુ પછી પવિત્ર નાર કદી પણ જીવી શકતી નથી. માટે તું તારા પતિની લાયક પત્ની હોય તો બળી મર."

આવા જડબાંતોડ શબ્દો સાંભળી સરોજનું હૈયું ભુકે ભુકા થઇ જતું.

તેને એમ થતું કે નિર્દોષ લોકો વગર કારણે ધરતીકંપનાં ડાચામાં દટાઈ મરે છે. તેને બદલે જમીનની ફાટમાં તેણી દટાઈ જાય તો કેવું સારૂં ?

એ જો જીવતી હોય તો એની નાની બાળકી જમનાને માટેજ, બાકી આવા મેહણાં સમજવા કરતાં તો તેણી મોત વિશેષ પસંદ કરતી હતી, પણ જમનાને કોણ સાચવે ?

નટવર જેવા નાલાયક નામે નામીચ્યા થયલા શ્રીમંતની સતિ જેવી નારી હવે ઘર છોડી જવા તૈયારી કરતી હતી. ભલે જગતમાં દુઃખ સહન કરી, દુઃખે દહાડા વિતાવશું પણ એવી ક્રૂર સાસુને નમીશું નહિ. કષ્ટ વેઠીશું, ભૂખમરા ભોગવશું, અર્ધી ભૂખે ખાઈ પથારી વશ થઈશું. અરે એટલુંજ નહિ પણ આત્મ ભોગ આપવા પણ તૈયાર થઈશું પણ તારા જેવી દયાહીન ડાકણો સાથે રહીશું નહિ.

સરોજનાં દીલ કંપાવનારા કરૂણા રસીક શબ્દોરૂપી કહાણી સમજી તેની સાસુ કંઈક કંપી પણ સરોજ માટે તેને લગાર પણ દયા ન આવી.

દયાની દેવી કીંવા રંકની રાણી એક અંધારી રાત્રીએ તેની બેઠી જમના જોડે કમાડ ખોલી ઘરની બહાર નીકારી પડી. સાથે તેને એક અતિ ઉપયોગી વસ્તુ પણ લઈ લીધી હતી. આ વસ્તુ તે જુનું વાજીંત્ર હારમોનીયમ હતું.

સરોજ જોકે તેની માતાનાં ઘરમાં હારમોનીયમ જેવી વસ્તુ પણ જાણતી ન હતી પણ પરણ્યા બાદ નટવરે તેને તે ભેટ કીધું હતું. એટલે તેણી વગાડવા પ્રેકટીસ કરતી હતી સરોજ જેવી ચતુર નાર શું ચીજ ન શીખી શકે ?

---

## પ્રકરણ—૧૭ મું.

ધીમે ધીમે તેણી સારૂં વગાડતાં શીખી ગઇ. તેની પુત્રી જમના કે જેનો સુકોમળ સરોદ સૌ કોઇને આંજી નાંખે તેવો હતો. પરમેશ્વરની બંને પર મહેર હશે કે શું તે તેઓ મહોલ્લે મહોલ્લે ફરી ગાઈ વગાડીને ભીક્ષા માંગવા લાગ્યા અને સાસુનાં સંતાપમાંથી છુટયા.

આવી રીતે તેઓ સહેલાઇથી કમાઈ શકતા પણ આ ધંધો ન છાજતો કહેવાય. નટવર જેવા શ્રીમંતની પત્ની રસ્તે રસ્તે રઝળી ભીક્ષા માંગે એ ન છાજવા જોગ હતું.

સમાજનાં સંકજામાં સપડાયલી સ્વરૂપવંતી સુંદરી સરોજ પર સમાજનો સીતમ વધતો ચાલ્યો. સાસુ જો વહુ ઉપર જુલ્મ કરે તો તેને સહન કરવોજ જોઇએ ? અરેરે, કેવો ગઝબ ? ગુલામી પણ હદી જાય. તેઓ પર પણ આટલો અત્યાચાર ન થતો હતો. જ્યારે હિંદુ બાળાઓ ઉપર આવે. હડહડતો સીતમ ? કોઇ શત્રુનાં પણ દયાનાં ઝરા ઉભરાઇ આવે, જ્યારે લયતાની સાસુઓને વહુંઓની દયા આવતી ન હોય.

કેદીઓને કંગાળ કેદખાનામાંથી છોડાવવાને બદલે આવી નિર્દોષ સ્ત્રીઓને સમાજનાં સંકતમાંથી બચાવી લેવી જોઇએ. વિધવા બનેલી વહુઓ માટે કાયદા ઘડી કાઢવા જોઇએ. સીતમગર સાસુઓ સામે જંગી જેહાદ જગાડી તેઓને ઘટતે ફેંજે પુગાડવી જોઇએ.

આવી સ્ત્રીઓને સમાજનાં સપાટામાંથી મુક્ત કરાવવા વિરલાઓએ મેદાને પડવું જોઇએ. એવી જીવતાં મુડદાં મિસાળ મહીલાઓને દુઃખમાં સબડવા દેવાને બદલે ઉગારી લઈ પુણ્ય પ્રાપ્ત કરવું જોઇએ.

ભવૈયાએ ગાયું છે કે "એક પ્રભુનાં પુત્ર આપણે હિંદુ મુસલમાન" કયાં છે, આ વસ્તુનું કોણ પાલણ કરે છે ? હિંદુ મુસ્લીમની ભાઈબંધીની વાત તો બાજુ રહી. પણ ખુદ પોતાની ન્યાતીનીજ સ્ત્રીઓ પર કતલ ચલાવવામાં આવે છે. જો સર્વ એકજ પ્રભુનાં પેદા કીધેલાં છીએ તો વિધવાઓને હરીજનોની જેમ હાડમાર કા કરવામાં આવે ?

સમાજથી ધિક્કારાયલી સરોજ હવે ઠીક ઠીક કમાણી કરવા લાગી, જમના પણ તેઓના ગીત સાંભળનાર કને જઇ દયાળુ ચ્હેરે હાથ ધરતી તો દયાળુઓ તેના તરફ કંઇક નાંખતાં.

સરોજ હવે જાણીતી થઇ ગઈ, તેણી હારમોન્યમ ઉપર સારો કાબુ ધરાવતી થઈ, એક ગરીબ બાઇ કે જે તેના પતિ સાથે રહેતી હતી. તેને સરોજને એક નાની ઓર્ડી રહેવા માટે આપી, કોઇ કોઇવાર અનાજ કે લોટ પણ મોકળતી હતી.

જમના તથા સરોજને એક ગૃહસ્થે પોતાને ઘરે રૂડો પ્રસંગ હોવાથી તેડી, સરોજ મોટી ખુશી સાથે ગઇ. જમનાનો કોમળ કંઠ જોઇ તે આનંદી થઇ ગયો. આખો દીવસ વગાડવાના પાંચ રૂપીયા તે ગૃહસ્થે આપ્યા. અને કોઇ કોઈવાર સંગીત સંભળાવવા આવતી રહેવા સરોજને નોતરૂં દીધું. આ ગૃહસ્થ નટવરનો મિત્ર થતો હતો. તેને માલુમ પડયું કે તેના મિત્રની પત્ની ભીક્ષા માંગે એ ઠીક ન હતું તેને સરોજને તેડી એ બહાને દાન કરવા વિચાર કર્યો.

આ ગૃહસ્થને એક વિચાર આવ્યો કે સરોજ ટેકવાળી સ્ત્રી છે. કદાચને સખાવત સ્વીકારે નહિ તો તેનું અપમાન થાય. એટલે તેને યુક્તિ રચી ગાવા માટે બોલાવી પાંચ રૂપીયા આપ્યા.

સરોજ જે વખતે ગાયનો લલકારતી તે વખતે સૌ કોઇ તેના મુખ ભણી જોતાં તેનો સુંદર ચહેરો કોઇને પણ આકર્શયા વિના ન રહેતો. પેલા ગૃહસ્થનો એક પુરો પુત્ર રણધીર સરોજ પર મોહી પડયો. રણધીર તેનાં પિતાનો એકપુરો લાડકવાયો પુત્ર હતો. એટલે તેનાં મુખમાંથી શબ્દ બહાર નિકળતાં દરેક વસ્તુ તેની સામે હાજર થતી.

રણધીરે જ્યારથી સરોજને દીઠી ત્યારથી તે પ્રેમી પાગલ બની ગયો ખાવું પીવું તેમજ ઉંઘવું તજી દઈ તે રાત દીવસ ગલીએ ગલીએ સરોજની શોધમાં નીકળતો કોઇવાર સરોજ રસ્તામાં મલતી તો રણધીર તેની પુંઠે પુંઠે ભટકતો અને તેનું સંગીત સમજવામાં લીન થઇ જતો.

એક આબરૂદાર કુંટુબનો નબીરો, એક રસ્તે રખડતી ભીક્ષા માંગીને નિંર્વાહ કરતી સ્ત્રી પાછળ આખો દીવશ દોડયા કરે એ ન છાજતું હતું પણ રણધીરને અટકાવે કોણ? એ તો સરોજનાં સુંદર સરોદ પાછળ એટલો બધો ગાંડો બની ગયો હતો કે થોડી થોડી વારે બે આની, ચાર આનો, આંઠ આની ફેંકયાજ કરતો.

સરોજને પણ કંઈક શંકા થઇ દરરોજ આખો દીવશ ભટકવા પછી તેણી માંડ માંડ રૂપીયો પેદા કરી શકતી. જ્યારે છેલ્લા થોડાક દીવસથી

તેણી આખા દીવસમાં ત્રણ ચાર રૂપીયા મેળવતી હતી તેને હજારો વિચાર આવવા લાગ્યા.

રણધીરનાં પિતાને કાને વાત આવી કે તેનો પુત્ર આખો દીવસ એક ભિખારણ જેવી સ્ત્રી પાછળ ભમ્યા કરે છે. અને તેનાં તરફ પૈસા તો પાણીની માફક વેરે છે. એટલે હવે રણધીરને તેનાં પિતાએ ઠપકો આપ્યો.

રણધીરને તેનાં પિતાનાં કડવા શબ્દો કાટાં માફક ખુંચ્યા. તેના દીલમાં પ્રેમની આગ વધતીને વધતીજ ગઇ. ભલે તેના પિતા તેને ઘરની બહાર હાંકી કાઢે, તેને તેની ચિંતા ન હતી. એતો એક ગાંડા માફક સરોજની પાછળ પાછળ ફરતો, તેના રહેઠાણ આગળ જઇ કલાકનાં કલાક રાત્રીએ ખડો રહેતો.

સરોજના દર્શન કરવા રણધીર રાત્ર દીવસ વાટ જોઇ રહેતો, કોઇ સહવારે સરોજ ઘરની બહાર મોડી નીકળતી તો તે ગભરાઈ જતો. તેને મનથી સરોજ એક પ્રેમી સ્વજન કરતાં પણ વ્હાલી હતી.

તેના પિતાએ તેને સખ્ત તાકીદ કરી હતી. કે રજા વિના ઘરની બહાર રણધીર નીકળે તો તેને વારસામાંથી બતરફ કરવો પડશે.



## પ્રકરણ—૧૨ મું.

રણધીર તો સરોજ ને સર કરવા માંગતો, કોઇ પણ ભોગે તેણીને તેની પત્ની બનાવવા ઇચ્છતો, પણ શેઠીયાના પુત્ર સાથે એક હલકા દરજ્જાની સ્ત્રી કેમ પરણી શકે ?

પ્રેમનો પુંજારી રણધીર સમાજની શરમ પણ ન કરતો, સમાજ તેને હડધુત કરે તેની તેને ફીકર ન હતી, માતા પિતા, ભાઇ બહેન, પાડોશી, મિત્રો કે સગાં વ્હાલાઓ તેને તેઓની સીડી પર ચઢવા ન દે, તેની તેને ક્યાં પરવાહ હતી ?

રાત્રીએ નિંદ્રા ન આવતી ભુખ ઉડી ગઈ હતી. મગજ ભમતું રહેતું. કોઇ પણ વસ્તુ પર ચિત ચોંટતું નહિ, આ જગતમાં એનું જીવન વ્યર્થ ગયું હોય એમ રણધીરને લાગતું.

સરોજ એને સ્વપ્નામાં દેખાવ દેતી. એને ભાસ થતો કે તેણી પણ

એની સાથ પ્રેમમાં હશે. બાપડી સરોજને તો સ્વપ્ને પણુ ભ્રાંતી નહિ કે રણુધીર જેવો લક્ષાધિપતી શેઠીયાનો પુત્ર તેની સાથે પ્રેમમાં હશે.

થોડા દીવસ સુધી રણુધીરનાં પિતાએ તેણે પોતાના નોકરોના પહેરા હેથળ રાખ્યો. રણુધીર સરોજને ન દેખી શકવાથી પાગલ જેવો થઇ ગયો. રાત્રીએ સ્વપ્નું નિહાળી તે ખડો થતો. જાણે સરોજ એની કને આવી હોય. એની સાથ પ્રેમ પાઠ ભજવતી હોય એમ લાગતું. તે બંને હાથો પહોળા કરી, "વહાલી વહાલી મને ભેટ, તારા ગુલાબી ગાલો ઉપર મને જરાર ગરમ ગરમ ચુંબનો કરવા દે. કે મારી અંતરની આગ કમી થાય." એવા હૈયા હચમચાવી મેલનારા શબ્દો બોલી આમતેમ દોડતો. અને પછી દુરભાગ્યે રણુધીરની ચક્ષુઓ ખુલી જતી અને તેને ભારે આઘાત થતો. કાંકે ખરેખરી સરોજ તેને ભેટવા આવી ન હતી એતો માત્ર સ્વપ્નો હતો.

તેને દીવસે દીવસે ફીકો મારી જતો જોઇ તેનાં પિતા ગભરાયા. રખેને તેમનો એક પુરો પુત્ર પ્રેમનાં વિચારમાં ને વિચારમાં ખલાસ થઇ જાય. અને તે સદાનો દુઃખી થાય. એ કારણુથી કંઇપણુ નિકાલ કરવા તેઓ દોડધામ કરવા લાગ્યા.

વૈદે રણુધીરને તપાસ્યો. એને બીજી કશી માંદગી ન હોતી એતો પ્રેમનો પાગલ હતો. એને સરોજનો ગમ લાગતો.

એને સાજો કરવા માટે બીજો કશો ઇલાજ ન હતો. ઓશડથી એને લાભ પણુ ન થઇ શકતો એનું છુપું દર્દ સરોજ સિવાય બીજું કોઈ સારૂં ન કરી શકે એવું હતું એનાં પ્રેમી જીગરમાં પડેલો કાતિલ ઘા સરોજ સહેલાઇથી રૂઝ લાવી શકે. "ત્યારે કરવું કેમ ?' રણુધીરનો પિતા બબડયો.

એની તબીયત ગંભીર થતી ગઇ સાજા થવાનાં કશા ચિન્હો ભાસતાં ન હતા. એ તો બસ રાત્રને દીવશ નીચેની લીટીઓ ભુખ્યા તરસ્યા પેરે, લથડતી સ્થીતીએ લલકારતો.

(રાગ—ઝીંદગી હીઝ્રમેં હય)

ઝીંદગી, બરબાદ હય, એક મુશીબત, મુઝકો,
એકી અર્જ કરતાં હું, દીલા દો, મેરી સરોજ મુંઝકો;
ન મીલે, પ્રેમકી દવા, ઢુંઢો જગતમેં તમામ,
પાગલ હું, દીવાના હું, બતાદો, મેરી હઝરત, મુઝકો.

રણધીરે "લયલા મજનું," "શીરી–ફરહાદ" જેવા પ્રેમ કીસ્સાઓ વારંવાર ભાળ્યા હતા. "શીરી–ફરહાદ" ફીલ્મનું જાણીતું ગીત "ઝીંદગી કીજ મેં હય; એક મુશીબત મુંઝકો." એને ખુબજ ગમી ગયું હતું. એટલે એજ રાગ પર એને ઉપલું ગીત રચી કાઢયું હતું.

હરેક ઘડીએ રણધીર ઉપલું ગીત એક ગાંડા જેમ એકટીંગ કરી લલકારતો સરોજ કે જે એકાએક રણધીરનાં ઘર આગળથી પસાર થઈ જતી હતી. તેને કાને કંઇક સંગીતનાં પડઘા સમજાયા. તેણી બે પળ સ્તબ્ધ થઈ ગઇ.

'એકી અર્જ, કરતાં હું; દીલાદો, મેરી સરોજ, મુઝકો.'

તેણી વિચારમાં પડી, રણધીરના મહેલ જેવા ઘરમાં, ઝુંપડીમાં રહેનારી સ્ત્રી પર કયો શખ્સ વશ થઈ ગયો હશે? એ આશક કોણ હશે? રણધીર કે કોઈ બીજો?

હવે સરોજ પણ ગુંચવાઇ, તેના દીલમાં દર્દ પેદા થયું, એ દર્દ પ્રેમનું હતું. શું તેણી પુર્નલગ્ન કરવા તૈયાર હશે? નટવર જેવા લક્ષાધીપતિની સાથે વિવાહ કરી એકવાર સંકટમાં સપડાયલી સરોજ પેલા રણધીરની માંગણી સ્વીકારશે?

ના, કોઈ કાળે પણ નહિ, પૃથ્વી આકાશ એક થઈ જાય–હિંદુ મુસ્લીમ ભાઇ ભાઇ બને–પણ સરોજ કદી બીજીવાર વિવાહ ન કરે, એતો એની પુત્રી જમનાને ખાતર જીવતી હતી, અને ન કે જગતમાં સમાજના સીતમો સહેવવાને?

હવે સરોજ લગાર પણ રણધીરના ઘર આગળથી ખસી નહિ. એ તો જીવ વગરના પુતળાં મિશાળ ત્યાં ઉભીજ રહી. એને અતિશય વેદના થઈ. કેમકે મ.ળ ઉપર રણધીર એક બંધ ઓરડામાં બુમ બરાડાં પાડતો માલુમ પડયો. સરોજ તથા તેની નજર એક થઈ.

રણધીરે તેની તરફ દયાળુ ચ્હેરે, કકળતા સહાદે, ધ્રુજતા હાથે એકટીંગ કરી, ઉપર રજુ થઈ ગયલી દયાજનક લીટીઓ ગાવા માંડી.

સરોજે તે ગાયન સમજ્યા બાદ તેનો ઉત્તર વાળ્યો, જે નીચે પ્રમાણે હતો.

(રાગ : કયસા નસીબ લાઈથી)

કયસા નસીબ, લાઇ હું; જીંદગીભર મય, દુઃખીજ હું,

વિવાહ કરી, મય નહિ કરૂં, મુંજકા પ્રેમ, ભુલ જારે તું;

પ્રેમકી આગ, તુંમ મત જલાવ,

મેરે દીલકે તાર—મત ઝણુ ઝણાવ;

વિવાહ કા ખ્યાલ, છોડ દો, મેરે કુ ભીક્ષા, મંગને દો.

રણધીરની આંખ્યો ફાટી ગઇ, એનું હૃદય જળીને ખાખ થઈ ગયું. સરોજ સાથ વિવાહ કરી સુખી થવાના સ્વપ્ના મિથ્યા ગયા. એનો એકવાર નટવર સાથ પરણી ચુકી હતી. હવે સરોજ પુર્નલગ્ન કદી ન કરે, કેમકે તેમ કરે તો સમાજ તેઓને જીવતાં જાગતાં અગ્નીમાં હોમાવી દે.

ત્યારે કરવું શું ? સરોજને કેમ મનાવવી ? એવા વિચારમાં રણધીર લીન થઇ ગયો, તેને કંઇ સુજ ન પડયું.

તેની તબીયત તદ્દન બગડી ગઈ. તેમાં વળી સરોજ તરફથી વિવાહ માટે નકારમાં ઉત્તર મળવાથી તેની આશા ભોંય ભેગી થઇ ગઇ, એટલે તેને બેવડો આઘાત થયો જેમ જેમ દીન વહેતા ગયા તેમ તે સુકાતો ગયો જાણે આજ ઘડીએ રણધીર મૃત્યુ પામે એમ સર્વેને લાગતું.

તેનો પિતા ગભરાટમાં પડયો કોઈ રીતે રણધીર ને તો સરોજ જોઇતી હતો એનું મગજ પણ સરોજનાં વિચારમાંને વિચારમાં નબળું પડી ગયું હતું ચોવીસે કલાક એ લવારા બકારા કરતો એને માટે જગતમાં કશી દવાજ ન હતી. સૃષ્ટીનાં શ્રેષ્ઠ ડોકટરની સારવારથી પણ એની જીંદગી બચે એમ ન હતું.

રણધીરનાં પિતાએ સરોજને સંગીતનાં જલસાને બહાને તેડાવી મંગાવી. સરોજ ચાલાક હતી. આંખનાં પલકારામાં તો શું, પણ ચ્હેરા પર ચક્ષુ નાંખતાંની સાથે તેણી માનવને પિછાણી શકતી.

સરોજ ચેતી ગઇ. એનું હૃદય ઠરડર કંપવા લાગ્યું. ન જાય તો પૈસા ન મળે. રણધીરનો પિતા શ્રીમંત હતો વારેવારે કલાક બે કલાક માટે રૂપીયા પાંચ આપતો. આવી સોનેરી તક તેને કદી મળતી ન હતી એટલે જવા વિનાં છુટકો ન હતો.

ઉછળતી છાતીએ તેણી, તેમજ પુત્રી જમના, રણધીરનાં પિતાને ત્યાં

ગયાં. રણધીરને પણ અંગત મીત્રોની વચમાં બેસાડયો હતો. સરોજને ઝબુકતી રોશનીમાં ગાતી જોઇ રણધીર પાગલ બની ગયો. તેણી એટલી સુંદર લાગતી હતી, કે વિશેશ ભપકાભર્યાં લુગડાંમાં તેણી ઓઢાઇ પોઢાઇને આવી હોત તો રણધીર તો શું પણ તેનો પિતા પણ લલચાઈ જાત એવું લાગતું.

એક ભારે દિવાનખાનામાં ચારે બાજુએ શ્રીમંતો બીરાજયા હતા. એક ઉંચી બેઠક પર રણધીરનો પિતા તથા તેનાં મિત્રો બેઠા હતા આખા હોલમાં રોશની ઝગઝગી રહી હતી.

વચમાં એક રંગબેરંગી ઝુમ્મરની નીચે સરોજ તથા જમના ગાઇ વગાડી રહ્યા હતા. સરોજ ગીત ગાતી ગાતી આમ તેમ દ્રષ્ટી કરતી. અને વળી કોઇ કોઇ વાર કોઈ ન જુએ તેમ રણધીરને ભાળતી.

## પ્રકરણ—૧૯ મું.

રણધીર તો તેણીને જોઇ છક થઈ ગયો, એક આફતાબનાં પ્રકાશને પણ ઝાંખ લગાડે તેટલો તેજસ્વી ચ્હેરો ધરાવનાર સ્ત્રીની કંગાળ હાલત જોઇ તેની આંખમાંથી ગરમ આંશુઓનો ધોધ વરસવા લાગ્યો.

સરોજ બે ચાર ગીત લલકારી ઠાકી ગઇ. તેણી આરામ લેતી હતી. તેટલાં પેલો પ્રેમઘેલો રણધીર તેના પર દેખરેખ રાખતા મિત્રોના પંજામાંથી ભાગી આવ્યો. સર્વે જણાં તેને ભાળવા લાગ્યા.

રણધીર સરોજની નઝદીક આવી ઉભો, તેના પિતા ગભરાટમાં પડયા તેને પકડી મંગાવે તો લોકોમાં હસી થાય. અને તેને નીચું જોવું પડે એટલે સર્વ કોઈ શાંત બેસી રહ્યા.

બે મીનીટ ઉભા રહી રણધીરે લલકારવા માંડયું.

(રાગ: નદી કીનારે બેઠકે આવો.)

પ્રેમી જીવનમાં આપણ પાછાં, રહીશું આબાદ હંમેશાં...પ્રેમી.<br>
દીલ કી સાથ દીલ લગાડો; ના મને, ટટ્લાવો,<br>
તમામ જગતકુ, અંધ બનાકર, પૂર્નલગ્ન કરાવો.

ગડગડાટ તાળીઓનાં અવાજ વચ્ચે દીવાનખાનું હચમચી રહ્યું રણધીરનો ભેદ સર્વે કોઈ પામી ગયાં, રણધીર હજી તો સરોજને ભેટવા જાય તેટલાં તેનો પિતા તેને બાઝી પડયો જેમ તેમ રણધીરને સમજાવી, પટાવી બાજુ લઈ ગયા.

સરોજ પણ ભાન ભુલી જેવા બની ગઇ. થોડીક પળ પછી તેણી સચેત થઇ. પૈસા મળી ગયા એટલે તેણી ઝડપથી ત્યાંથી ગઇ.

રણધીર તો પંદર મીનીટ બાદ ડોળા ફાડી ફાડીને જોવા લાગ્યો ક્યાં છે મારી સરોજ? આવા આવા પોકારો કરી ગાંડાની જેમ ખડખડાટ હસવા લાગ્યો એનું મગજ પોચું પડી જવાથી એ ગાંડો થઇ ગયો.

બીજી થોડી પળ પછી તેને ગભરાટ થવા લાગ્યો આંખ્યો બંધ કરી ઉંડો શ્વાસ લેવા માંડયો સરોજનાં પોકારો કરતાં કરતાં એને આજુબાજુએ ખડા રહેલાં લોકોને અચરતીમાં ગરકાવ કરી મેલ્યાં

"ઓહ, ઓહ, સરોજ મને ભેટ તારૂં મુખ મને બતાવ મરણની ઘડીએ તારા દર્શન કરાવ કે મારો આત્મા સુખે સ્વર્ગમાં જાય."

આટલા વાકયો બોલતાં બોલતાં તેનો આત્મા ઉડી ગયો, સરોજ પાછળ જીંદગી અર્પણ કરનાર, રણધીર સરોજના સ્વપ્ના સેવતો સેવતો સદાને માટે સ્વર્ગમાં સીધાયો.

હવે સરોજ ડરવા લાગી, રખેને રણધીરનો પિતા તેની સામે તરકટ રચી કાઢી કોઇ પ્રકારે દુઃખ આપે. નિરાધાર નાર સરોજને ઇશ્વર સિવાય, આ જુઠી જગતમાં કોઇ સહાય આપનાર ન હતું. રાત્ર દીવસ તેણી ચીંતા ચીંતાએ અર્ધ મુવી થઇ જતી.

દુઃખમાં ડુબેલી, સંકટમાં સપડાયલી, ગરીબાઇમાં ગુંગલાતી, આફતમાં અફડાતી નાર સરોજ સામે એકવાર ફરી વેરના વાદળ ભમવા લાગ્યા. તેની આગાહી ખરી પડી. રણધીરના પિતાએ તેના પુત્રના મરણ માટે સરોજને તકસીરવાર ઠરાવી એની સામે મોરચાં મંડાયા ગરીબાઇમાં ગોથાં ખાતી સરોજને પાપી તરીકે જગતમાં જાહેર કરી.

પૈસાનાં પ્રતાપે સરોજને પકડી મંગાવી. પૈસામાં મસ્ત બનેલા મગરૂર મવાલી રણધીરનાં પિતાએ, તેની સામે કડક પગલાં ભરવા નક્કી કર્યું. સરોજ સામે મવાલીઓને છોડી દીધા.

એક દીવસે સહવારે નવ વાગ્યાનો સુમાર હતો. સરોજ તેમજ જમના ચાહ પાણી કરી રહ્યાં હતાં. નાની જેવી ખોલીનાં એક ખુણામાં એક નાની સગડી બળતી હતી. સરોજ બપોરે તેમજ રાત્રીએ ખાવા માટે રોટલા બનાવવાની દોડધામમાં હતી જ્યારે જમના હારમોનીયમ સાફ કરી રહી હતી તેટલાં બહાર બુમ પડી "સરોજ નટવરલાલ છે કે?"

માતા રોટલી કરતી. એટલે જમના વ્હેલી વ્હેલી બહાર દોડી ગઈ કોઈ મવાલી જેવાને જોતાંજ તેણી ઠંડી થઈ ગઇ નમ્ર અવાજે તેણીએ કહ્યું તમો કોણને પૂછો છો?

મવાલીએ કહ્યું. "સરોજ નટવરલાલને હમારે મળવું છે." જમના તેઓને બહાર ઉભા રાખી માતા કને આવી.

તેણી બોલી. "મા, તને કોઇ સિપાઈ જેવો મળવા માગે છે, કોણને મને?" સરોજ ધ્રુજતા સ્વરે બોલી. "હા, હા, તને આપણાં નામનું કાગળ લઇ તેઓ બહાર ઉભા છે.

તરત સરોજ બહાર આવી. તેને પકડવા વિષેની બનાવટી હકીકત કહી, અને પકડવાનું વારંત છે એવું ખોટું કહીને દોડધામ કરવા લાગ્યા.

જમના હજીયે નાદાનજ કહેવાય વોરન્ટ નામ કદી સાંભળેલું પણ નહિ. તે મવાલીને કહેવા લાગી અરે ભાઈઓ, 'ઉતાવળ શા માટે કરો છો? મારી માને રોટલા તો બનાવી લેવા દો. સગડી ઉપર રોટલો જળીને ખાખ થઇ જશે હમો પછી શું ખાઇશું?"

એક ઘરડા મવાલીને જમનાનાં નિર્દોષ પણાં વિષે દયા આવી. તેનો. જીવ કંપવા લાગ્યો માતાને કોઇ પકડી જાય ત્યારે બાળક રોટલા માટે થોભવા કહે ખરેખર, એક ભોળાં બાળકને ધીમા સ્વરથી બોલતાં સમજી આપણે પણ એક બાળક માફક બની જઇએ.

પેલા વૃદ્ધ મવાલીએ જમનાને પટાવી સાથે લઇ લીધી. સરોજ કે જેનાં પેટમાં જીવ વટીક હતો નહિ. તે છતાં તેનાં બાળક સાથે ખુશખુશાલ વાત કરતી ચાલી તેણી નિર્દોષ હતી, એનો કંઇ પણ કસુર ન હતો રણુ-ધીર કુદરતી રીતે મરણ પામ્યો તેમાં સરોજ શું કરે?

જામીન પર છોડવા માટે મવાલીઓ બેટેબેટા જામીન માંગવા લાગ્યા રસ્તે રખડતી સ્ત્રી માટે જામીન કોણ થાય? એનો છુટકારો થયો નહિ. સરોજને ટુંક સમય માટે રણુધીરના પીતાના તાબામાં રાખવાનો ઠરાવ થયો.

સરોજ સામે રણુધીરના પીતાનાજ ઘરમાં કેશ ચાલ્યો રણુધીરનાં પિતાએ ખોટેખોટા બનાવતી બેરીસ્ટર રોકયો હતો. જેમ આજે જગતમાં પૈસાદારો નિર્દોષ, ગરીબ આદમીઓને પૈસાનાં જોરે ગુનેહગાર ઠરાવી સજા કરાવે છે તે પ્રમાણે સરોજને પણ શિક્ષા કરવાના પ્લાનો થઇ ચુકયા હતા.

રણુધીરનાં પિતાએ એવી જાતની દલીલ કાઢી કે સરોજ એક જાદુ-ગરણી છે. પોતાનાં બંગલામાં તેણી ગાવા આવી તે પહેલાં રણુધીર તદન સાજો હતો. તેણીએ અવારનવાર તેને ત્યાં સંગીત સમજાવ્યું હતું. અને રણુધીરને સારી રીતે પિછાણતી હોવાથી મેસમેરાઇઝનાં પ્રતાપે તેનાં તરફ ખેંચી લીધો, મેસમેરાઇઝને લઇને રણાધર પાગલ જેવો બની ગયો હતો. થોડી વારમાં તે તેણીને ભેટવા ગયો. પાછળથી સરોજ ઢોંગ કરી બેભાન થઇ ગઇ હતી અને તેજ ઘડીએ રણુધીર પણ બેભાન થઇ જમીન પર પડયો હતો.

ત્યાર બાદ થોડી મીનીટ તે એવીજ સ્થીતીમાં રહ્યો. અને અંતે રણુ-ધીરે પોતાનો પ્યારો પ્રાણ છોડયો હતો.

સરોજ તરફથી કોઈ સારો મિત્ર પણ ન હતો. તેણી આ બનાવથી

કચેરીમાં બેસુદ્ધ થઈ ગઈ. તેની સામે જે ખોટા આક્ષેપો ઘડી કાઢવામાં આવ્યા હતા તે સમજી શકી નહિ. એને ગુનાહનો સ્વીકાર કર્યો નહિ.

મવાલી મંડળે તકસીરવાર ઠરાવી.

જમનાને બાળ આશ્રમમાં રાખવા માટે નક્કી કરવામાં આવ્યું. સરોજે જોરથી જમનાને ભેટી ચુંબનો વડે તેનું મોંહ લાલ ચોળ કરી નાંખ્યું.

માતાને છોડતી વેળાએ જમનાએ ખુબ ટળવળાટ કીધો તેટલોજ ટળવળાટ સરોજે પણ કીધો. જ્યારથી જમના જન્મ પામી ત્યારથી એક પળ પણ માતાથી જુદી રહી ન હતી. તે હવે બાળ આશ્રમમાં શી રીતે રહી શકશે ?

જોર જુલ્મથી બંનેને મવાલીઓએ છુટા કીધા. જ્યારે જમના બાળ આશ્રમમાં સીધારી.

પળે પળે રણુધીરનાં પિતાને સરોજ હાય મારતી. તેની કકળતી આંતરડીની મુંગી હાય માટે રણુધીરનો પિતા લાયકજ હતો.

વખત કોઇને માટે થોભતો નથી તે તો તેનું કામ વગર અટકે કર્યે જાય છે ચાહે તો તમો ઘડીયાળ ને પકડી રાખો યા કોઇ બંધ પેટીમાં તેને કેદ કરો પણ તે તો વગર અટકયે આગળ ને આગળ ચાલ્યાજ કરશે. તેવીજ રીતે સરોજે આવા સંકટ વચ્ચે એક વર્ષ વિતાવ્યું.

બાળ આશ્રમમાંથી જમના પત્ર તો મોકલી શકે પણ સરોજને કોઈ પહોંચાડી શકે નહિ એટલે તેણી જમના માટે ખુબ ચિંતા કરતી રાત્ર દીન તેણી વિચારનાં વમળમાંજ ગુંથાઇ રહેતી.

કદી કદી સ્વપ્નામાં તેણી જમનાને જોતી તો ખુશ ખુશ થઇ જતી જ્યારે સરોજ તેની માતાને ભાલતી ત્યારે હર્ષ ઘેલી બની જતી મા તેમજ પુત્રીનો કેટલી હદ સુધીનો સાચો પ્રેમ? એકેકને મળવા માટે બંને આતુર રહેતાં.

---

## પ્રકરણ—૨૦ મું.

બાપડી સરોજ કે જેનો ચ્હેરો સતિ સમાન હતો. તે સખ્ત કામનાં બોજાને લીધે કરમાઇ ગયો. ખરાબ ખોરાક ખાવાથી એને પેટમાં વેદના થતી. એનો રૂપરંગ ખલાસ થઇ ગયો. પહેલા જેટલી આકર્શક હતી તેટલી હવે રહી નહિ

એનો કરમાઈ ગયલો ચ્હેરો હવે પાછો કદી ગૌરવવંતો થઇ શકે નહિ. જેમ કે ગુલાબ કરમાઇ જાય, અને પછી તેને સારામાં સારા ખાતરમાં રાખવામા આવે તો પણ તે કદી તેનું રૂપ તજી સુંદર થઈ શકતું નથી.

પાણીનાં મોજા માફક ત્રણ વર્ષ પસાર થઈ ગયા. સરોજ મંદવાડમાંથી જેમ તેમ સાજી થઈ કાંકે તેણી જમનાને ભેટવા અતિશય આતુર હતી.

એક દીવશે તેણી ઘરની બહાર આવી. તેનામાં ચાલવાની શક્તિ ન હતી. પગ આમથી તેમ મરડાઈ જતા. મગજ ગોલ ગોલ ફરતું હોય એમ લાગતું. રખેને તેણી જમીનપર પટકાઇ જાય તેનાં ભયથી ધીમે ધીમે ચાલતી ચાલતી તેણી જયાં અમલ રહેતી હતી ત્યાં ગઇ.

પેલી બાઇ કે જેણે સરોજને તેઓનાં ઘરમાં એક ખોલી રહેવા માટે આપી હતી તેઓએ હવે તેને હડધુત કીધી. સરોજ માટે રણધીરના બાપે જયાં ત્યાં ઉંધું ચતું સમજાવી માર્યું હતું એટલે પછી તેને કોણ સીડીએ ચઢાવે? તેઓને કયાં ખબર હતી કે સરોજ તો નિર્દોષ હતી પણ ભાગ્ય અવળાં એટલે સહન કર્યા વિનાં છુટકોજ ન હતો.

ખરી રીતે જોતાં સરોજે હાડમાર થવા માટેજ આ જગતમાં જન્મ લીધો હતો એમ કહીયે તો તેમાં કંઈ ખોટું નથી. તેણી બાળવયથીજ આફત ખમતી આવી હતી ગરીબાઇ એને છોડવા માંગતી ન હતી જાણે એતો સમાજ તેમજ સગાં વ્હાલાઓનાં સિતમો સહેવવા સારૂંજ અવતરી હોય.

પોતાની સગડી, હારમોનીયમ, પાણીનો ઘડો, એક ભાંગી કપડાંની પેટી લઇ તેણીએ રસ્તો કાપવા માંડયો.

ખબર કાઢતી કાઢતી બાળઆશ્રમમાં જઈ પુગી. પ્યારી જમનાને ભેટવા ઉતાવળી બની ગઇ. આશ્રમમાં જઈ તેણી આરામ લેવા બેઠી. કેમકે અંદરથી બાતમી મળી કે જમનાને આવતા વખત લાગશે.

દસ મીનીટ, વીસ મોનીટ, અર્ધો કલાક, એક કલાક પણ થઈ ગયો.

છતાં જમના ન આવી. શું હશે તેનો વિચાર કરતી કરતી સરોજ માંદી બની ગઈ જમના માંદી તો ન હોય? નહિ તેવું કશું ન હતું તેવારે તેણી હજુ તેની વ્હાલી માતાને મળવા કેમ ન આવી? શું જમના ત્રણ વર્ષ, વગર માતાએ રહી તે માતાને વિસરી ગઈ હશે?

"ભાઈ, મારી બેટીનું નામ જમના નટવરલાલ છે. આજે ત્રણ વર્ષ થયાં એ આજ આશ્રમમાં રહે છે. કૃપા કરી એને જલદી મોકલો. મારો જીવ એને ભેટવા માટે ટળવળે છે. આપને કશો વાંધો ન હોય તો હું અંદર જઇ ખબર કરૂં."

સરોજ ઉપલા શબ્દો બોલી ધસારાબંધ આશ્રમમાં ચાલી ગઈ સામેથી ૧૨-૧૩ વર્ષની બાળકીને આવતાં જોઇ તેણીએ પુછ્યું. બેટા જમના નટવરલાલ નામની છોડી કયાં છે?

પેલી બાળકી અચરત થઇ ગઇ. તેણી બોલી. કોણ જમના? તમે એનાં કોણ સગાં છો તે કૃપા કરી જણાવશો? સરોજે કહ્યું "હું જમનાની માતા થાઉં છું."

પેલી બાળકી ચોંકી, જમના વિષેની ખરી હકીકત તેની માતા પણ ન જાણે એ કેમ બને? જ્યારે આખા આશ્રમમાં હાહાકાર મચી રહ્યો, ત્યારે ખુદ તેની મા જેવી મા તેની પુત્રી વિષે કેમ અંજાણ હોય?

જમના તો આજ થોડા દીવસ થયાં અહિંથી ઉડી ગઈ છે. ઉતાવળી બની તેણીએ કહ્યું, "દીકરી, મઝાક ન ઉડાવ. મને ખરેખર જણાવ કે એ કયાં છે? એને શું થયું છે? મારો જીવ પાણી પાણી થઈ જાય છે. માટે વખત ન કાઢ. મારી બેટી, જા તો, જમનાને તેડી લાવ, તુંને કંઇક વસ્તુ આપીશ."

મારે કશી વસ્તુ જોઇતી નથી. પેલી ભુલકી ધ્રુજતા સ્વરે બોલી. જમના હવે તુંને કયાંથી ભેટે? એ તો કયારની પરલોકમાં કુચ કરી ગઇ છે. એક દીવસ જમનાને સર્પ કરડયો અને તુરત ઝેર ફેલાઈ ગયું. થોડાજ કલાકમાં તેણી લીલી છમ થઇ ગઈ. તેની પાછળ ખુબ મહેનત લેવામાં આવી હતી, છતાં તેનું આયુષ્ય ટુંકું હોવાને લીધે જમના જીવી ન શકી.

"ઓ પ્રભુ, આ આફત કેમ ખમાય? મારી એક પુરી બાળકી પણ

તેં ઉચકી લીધી! એનાં કરતાં તો ન આપી હોત તો ઠીક થાત. હવે હું શું કરીશ? કેમ દીવસ વિતાવીસ? જમના વિના મને કેમ ચેન પડશે?"

જમના, જમના, પ્યારી જમના, આવ જલદી આવ, અને ભેટ, તારો હસમુખો ચ્હેરો ફરી એક વાર બતાવ. આટલું રૂદન કરી સરોજ જમીન પર જોરથી પટકાઈ પડી એનાં માથામાંથી લોહીની ધારા વહેવા લાગી. લાંબાં સમય સુધી તેણી બેભાન હાલતમાં પડી રહી.



## પ્રકરણ—૨૧ મું.

મહામુશીબતે સરોજને શુદ્ધીમાં લાવવામાં આવી. તેણીએ જાગૃત થયા પછી ટગર ટગર ચારે દીશાએ જોવા માંડયું. એ ભાન ભુલી બારજાને એટલો બધો શોક લાગ્યો હતો, કે તેણી આશ્રમમાં કેવી રીતે આવવા પામી તે પણ ભુલી ગઈ.

જમના ઉપર આશાની પાળ બાંધી હતી. તે ભાંગીને ભુકકો થઈ ગઇ. જમનાં અતિ બોલકણી બાળકી હતી. આખો વખત રેડીયોનાં પ્રોગ્રામની માફક એનાં મોં માંથી કંઇને કંઇ બહાર આવ્યાજ કરતું.

બાપડી સરોજનું દુઃખ ભુલાવનાર હોય તો જમના હતી, અત્યાર સુધીમાં તેની ઉપર અસંખ્ય આફતો આવી પડવાથી તે તદન મુરદાલ બની ગઇ.

હારમોનીયમ વગાડી જીવન વિતાવનાર વનિતા સરોજને હવે સર્વ કોઇક કડવું લાગતું. જગતમાં તેને મનથી સર્વ વસ્તુ અકારી હતી, એનું સૌથી અનુપમ સુખ તે એની પુત્રી જમના હતી.

હવે જમનાને ક્યાં લેવા જાય? જેમ થુંકેલું ચાટી શકાતું નથી, ભાગ્યમાં લખાયલું ભુસરી નથી શકાતું, તેજ પ્રમાણે એકવાર પ્રભુના દ્વારમાં દાખલ થયા પછી કોઇથી પાછું આવી શકાતું નથી.

રાત દીવસ સરોજ બસ જમનાનાંજ પોકાર કરતી. એક પળ પણ એ તેને વિસરતી નહિ. ન હતી જમનાની છબી, કે જેને જોઇ સરોજ તેનાં દીલને રાહત આપે. પેટનો ખાડો પુરવા માટે પૈસા ન હોય તો છબી ક્યાંથી પડાવે?

બીક્ષા માંગીને પેટ ભરવાની હિંમત તુટી ગઇ. સરોજે કોઇ અનાથ આશ્રમનો આશરો લેવા વિચાર કીધો તેના તબીયત લથડી ગઇ હતી. એટલે તેમ કર્યા વિનાં છુટકો ન હતો.

આશ્રમ કે જ્યાં જમના મરણ પામી હતી. ત્યાં તો તેણી કદી પણ પગ મુકતી નહિ. કેમકે એ બાળઆશ્રમ જોતાં એનું શરીર કંપતુ એનાં દીલનાં રૂવેરૂવાં ખડા થઈ જતાં. તે આશ્રમને આઘેથી પણ જોવા માટે કચવાતી.

આજે જ્યાં ત્યાં આશ્રમો નજરે પડે છે, કોઇ અનાથ આશ્રમ તો કોઈ બાળ આશ્રમ. મહીલા વિદ્યાલયો તેમજ વનિતા વિશ્રામોનો પણ હિંદમાં ટોટો નથી. આવી સંસ્થાનો નિર્દોષ નિરાધાર નારીઓ તેમજ અનાથ બાળકો સારી સંખ્યામાં લાભ લઇ રહ્યાં છે. પણ ત્યાં જીવન કેવા પ્રકારનું ગુજારવામાં આવતું હશે તે તો પ્રભુજ જાણે ?

આશ્રમોમાં ગમે તેવી હાડમારી ભોગવવી પડતી હોય, દુઃખ સહન કરવું પડતું હોય. અર્ધો ભુખે ખાઈ પાણી પી પેટ ભરી નિંદ્રાવશ થવાનું હોય તો પણ તદન નિરાધારો માટે તો આશ્રમો એક આશીર્વાદ સમાનજ કહેવાય.

નિરાધાર સરોજ કે જેની કને ન હતો ખાવા માટે રોટલો, કે સુવા માટે ઓટલો તેને તો આવી સંસ્થાનો આશરો લીધા વિના છુટકોજ ન હતો.

આશ્રમનાં અધિકારી આગળ તેણીએ બાળપણથી આજ સુધીનો પોતાનો ભયભર્યો ઇતિહાસ રજુ કીધો તેને પણ દયા આવી ખુબસુરત નાર સરોજ જોકે કરમાઇ ગઈ હતી છતાં તેનાં મોંહ ઉપર તેની પવિત્રાઈ પુરવાર કરતો કુદરતી પ્રકાશ માલમ પડતો હતો.

એનો ગરીબ ગૌમાતા જેવો ચ્હેરો જોઈ પેલો આશ્રમનો અધીકારી પણ દંગ થઇ ગયો. સરોજને તેને સારો આવકાર આપ્યો. તેણી અધિકારીની માયા મહેરબાની જોઈ ખુશ થઈ. સરોજને લાગ્યું કે તે અધિકારી દયાળુ દાતાર હોવો જોઇએ નહિ તો રખડતી નારીને રાખવા માટે આટલી બધી નમ્રતા ન બતાવે.

અધિકારી તો સરોજ સાથે પલોટાઇ ગયો જાણે એ કંઈ વર્ષોથી

તેણીને પીછાણુતો હોય તેમ વાત કરવા લાગ્યો એનાં ભિત્તરમાં શું ભેદ હશે, તે તો અધિકારીનું અંતઃકરણ જાણે.

સરોજને તે અંદર લઇ ગયો. તે બોલ્યો, "બહેન આ અનાથ આશ્રમ છે. નથી એ મારા પિતાએ બંધાવ્યું કે નથી તેમાં રહેનારના કોઈ સગાએ બંધાવ્યું તમારે લગાર પણ લજવાવું નહિ. અવારનવાર આશ્રમની પાછળ મારૂં મકાન છે. ત્યાં પણ મોટી ખુશીથી આવજો."

લજ્જાવતી સરોજને શંકા થઈ. એક પારકો પુરૂષ તેનાંપર આટલી બધી માયા શા માટે બતાવે? બીજી સ્રીઓ તો કહેતી કે અધિકારીથી ચેતીને ચાલજો. કેમકે તે નીચ ખવાસનો છે. ત્યારે તે સરોજ સાથે હળી ગયો તેનું કારણ એજ હશે કે? શું એ તેની મુખમુદ્રા પર મોહીત થયો હશે? કે એની કોમળ કાયા પર મોહિત થયો હશે?

બીજી બાળાઓ સાથ સરોજ સલાહ સંપથી રહેતી એ જોઈ પેલો દુષ્ટ અધિકારી બળતો. કેમકે બીજી બાળાઓએ તેને હડધૂત કીધો હતો. અને સરોજ પણ તેઓની સાથમાં રહી તેઓનાં જેવીજ થઇ જાય તે જોઈ એને આગ બળતી. કોઇ પણ રીતે અધિકારી તો સીતમ સહેવા સારૂં સરજાયલી સતિસમાન સ્રી સરોજને તેનાં પંજામાં લેવા માંગતો હતો.

એને કયાં ભાન હતું કે સરોજનાં જેટલી પવીત્રતાથી વર્તનારી અને ટેકમાં રહેનારી બાળા આખા આશ્રમમાં ન હશે. જેવી રીતે પરમેશ્વરે કોઇને પણ પાંચ આંગળીઓ સરખી આપી નથી તે પ્રમાણે સર્વ ખુબસુરત સ્રીઓ મનુષ્યને લલચાવનારી હોતી નથી. એમ પેલા અધિકારીને માલમ ન હતું.

સગાં સ્નેહીઓની સહાય વિનાની, ગર્વવાન માનવોથી તજાયલી, ક્રૂર પતિઓથી ધત્રાયલી જેટલી સ્રીઓ આશ્રમનો લહાવો લૂંટવા આવતી હશે, તે બધીજ કંઇ આફતથી ડરી જઇ, આશ્રમમાંનાં અંધ અધિકારીઓનાં હુકમને તાબે થનારી હોતી નથી.

જેમકે સમુદ્રમાંથી વારેવારે મોતી નહિ પણ કાળા પત્થર નીકળે છે ચુંટાયલાં ઘઉંનાં દાણાંમાંથી એક અથવા બે કાંકરા તો નીકળવાનાજ તેજ પ્રમાણે આશ્રમમાં આવતી સ્રીઓ તેઓનાં અધિકારી અથવા ઉપરીઓને વશ થતી હોય, પણ સઘળી નહિ. સરોજ જેવી સાચી સ્રી કદી કોઈની થઇ શકતી નથી. રણધીર જેવા રાજકુમાર જેવા વૈભવશાળીની ન થઇ, તો આવા હલકા હોદ્દેદારની થશે?

## પ્રકરણ ૨૨ મું.

સરોજ થોડા દીવસમાં આશ્રમની અનુભવી થઇ ગઇ અનાથ અબળાઓ આશ્રમમાં દુઃખી છે કે સુખી? આશ્રમમાં ચાલતી અંધાધુંધી આશ્રમના ભિત્તરનો ભેદ ચાને ભયંકર ભોપાળાં, આ સર્વ વસ્તુઓ સરોજ થોડા દીવસમાં સમજી ગઈ.

સરોજ કાતિલ કલમબાજ ન હતી, એને પેટમાં તો આગ બળતી કે આશ્રમ વિષે વર્તમાન પત્રોમાં ઇશારો કરવો, પણ આશ્રમના અધિકારીઓને ખબર પડે તો તેને ત્યાં કોણ ખડું રહેવા દે? એટલે કંઇ કરી ન શકી.

દીવસો એક પછી એક વહી ગયા. સરોજ હજીયે જમનાનો ગમ ન ભુલી. એતો એને પળેપળે યાદ કર્યાજ કરતી.

જમના જીવતી હતે, તો આજે સરોજ જેવી પવિત્ર માર્ગે ચાલનારી નારી આશ્રમમાં રહી આબરૂને ધોકો પુગાડવા જેવો સાહસ શા માટે કરે?

તેણી ટેકમાં રહેતી, જે કંઇ કામકાજ તેને સોંપવામાં આવતું તે બરોબર કરી વખત વિતાવતી, એકેક દીવસ એને એક વર્ષ સમાન લાગતો, રાત દીવસ ચિંતા ચિતાએ ખલાસ થઇ જતી.

સરોજને આશ્રમમાં "સકળ નારી કે સાચી સ્ત્રી"ની ઉપમા આપવામાં આવી હતી. સરોજના સંકટોનો સિંહા સરો આશ્રમમાં રહેતી સ્ત્રીઓ ઉપર કંઇક નવીન પ્રકાશ પાડતો હતો. સરોજ પર વિતેલી વિપત્તીનું વર્ણન સમજી કેટલીક બહેનપણીઓ બાવરી બની જતી. જયારે કેટલીક દાંતમાં આંગળી પકડતી.

તેમાં ખાસ કરીને સરોજનાં પાપી પતિનાં મારની વાત સમજી તેઓની આંખમાથી જળપ્રોધ વહેતો, અની ધીરજ પર તથા હદ વિનાની હિંમત પર સર્વ કોઈ શાબાશી દેતાં.

સરોજ કરતાં પણ વિશેષ દુઃખમાં ડુબેલી દેખાવડી બાળાઓ રાતને વખતે સામટી બેસી વાતો કરતી. સૌ કોઇ એકેક પછી એકેકની બાબતો રજુ કરતાં, કોઇ કાવલી કન્યાઓનાં કસાઇ જેવા પતિઓ તેઓ પર કેવો કેર વર્તાવતા હતા, તે રીતી આંખોએ રજુ કરતી જયારે વળી બીજીઓ તેઓનાં પતિનો બળાપો કરી, ધડકતી છાતીએ વર્ણન સમજાવતી આ સર્વ વાત છાનો રહેતી.

દુઃખી બાળાઓને દોરવનાર દયાની દેવી સરોજ, તેઓનાં જેવી બાળાઓને બચાવવા યત્નો કરતી, સમાજમાં સપડાયલી સુંદરીઓ માટે કાયદા કાનુન બનાવ્યા.

એક દીવસ એક ગૃહસ્થ જુદા નામથી આશ્રમમાં પ્રવેશ્યો. કોઇ લાગવગ ધરાવનાર શેઠીયાની મારફતે પરવાનગી મેળવી તે આશ્રમનાં ખુંણે ખુંણા જોવા લાગ્યો.

એક બાહેરના ગૃહસ્થ તરીકે તેને માન આપવા અધિકારી થોડો સમય સાથે સાથે ફર્યો. પાછળથી કંઇક કામ નીકળતાં તે ચાલી ગયો. અધિકારીએ સરોજને બોલાવી પેલા બાહેરના ગૃહસ્થને આશ્રમમાં ફેરવવા વિનંતી કીધી.

સરોજ ધીમી કદમે પેલા આવનાર ગૃહસ્થ સાથે ચાલવા લાગી. દુઃખી અબળાઓના હાલ જોઇ તે રડમસ બની ગયો. તેની ચક્ષુમાંથી અશ્રુ નીશરવા લાગ્યા.

પેલો ગૃહસ્થ શા કારણથી રોતો હોય એવું મોંહ કરી રહ્યો હતો તે સરોજ પામી ગઇ ધીમે સ્વરે સરોજે તેને સવાલ કર્યો. "ભાઇ આપણને શું સ્મરણ થય છે, તે મને જણાવશો ? તમારા મોં પરથી માલમ પડે છે કે તમને કોઇ દુઃખી વસ્તુ યાદ આવે છે.

"ના બહેન તવું કાંઇ નથી. તમારા જેવી અબળાઓ કે જેમાં કેટલીકો કુલીન નાનીવયની પણ નજરે પડે છે, તેઓને જોઇ મારો જીવ ટવળે છે. તમો

બહેનો એકવાર દુઃખમાંથી છુટી આશ્રમમાં આરામ કરવાને બદલે ફરીથી દુઃખી જીવનમાં ગ્રીપલાવો છો તે મારાથી સાંખી શકાતું નથી.

એની છાતી જોર જોરથી ઉંચકાતી એને ચક્કર આવવા લાગ્યા. એને એમ લાગતું કે એનું ચલણ હોય તો તુંમાખી ભર્યા અધિકારીઓને કોર્ટે ઘસડી તેઓની જગ્યાએ નમ્ર સ્વભાવનાંઓને નીમવા.

પણ અફસોસ, તે કંઇ મોટો મીલ્કતદાર હતો નહિ, કે એક નવું આશ્રમ ઉઘાડી પોતે તેની ઉપર દેખરેખ રાખી આવી અબળાઓને મરણ સુધી દુઃખમાં સબડવાને બદલે સુખી કરી શકે.

છતાં તેને સરોજને કહ્યું કે "તમો બ્હેનો માટે કંઈ કરીશ, તમો ગભરાશો–મા. હું પૈસા ખર્ચીને તમોને બચાવી શકતો નથી. પણ મારી લેખક કલમડી વડે બચાવીશ."

વાત કરતાં કરતાં તેનાથી બોલાઇ જવાયું, કે તે એક છાપાનો તંત્રી હતો. તે ખુદ વારંવાર છાપામાં લખાણો કરી અધિકારીઓને સીદ્ધા કરશે.

સરોજ સમજતની સાથે ચોંકી ઉઠી, રખેને વીઝીટર તરીકે આશ્રમમાં આવનાર તંત્રી આશ્રમનાં અંધ અહેવાલો પ્રગટ કરી તેનાં પત્રમાં નવો પ્રકાશ પ્રગટાવે અને સરોજ હાડમાર થાય.

તે તંત્રી, સરોજ શા માટે અકળાતી હતી તે પામી ગયો. તેને કશી પણ ફીકર કરવી નહિ, એવી ખાત્રી આપી. તે છાપાને લગતો હતો, એમ આશ્રમનાં કોઇપણ માનવને માલમ ન હતું.

સરોજને હિંમત આવી ભલે તેણીને આશ્રમમાંથી હાંકી મેલવામાં આવે. પણ બીજી બાળાઓ તો દુઃખમાંથી બચે? એવા આચરણથી તેને આશ્રમનો ઇતિહાસ પુરો પાડયો.

તે પછી અવારનવાર સરોજ છુપી રીતે બાપાળાઓ લખી મોકલતી. દર શનિવારે 'સભ" તરીકે આશ્રમનાં અહેવાલો પ્રગટ થતા. અને રવિવારે "આશ્રમ અઠવાડીક" નામનું ખાસ સામાહિક પેલો તંત્રી બહાર પાડતો.

લોકોમાં હોહાકાર મચી રહ્યો. અત્યાર સુધી આશ્રમમાં ચાલતા કાવાદાવા, કપટો, તેમજ સંકટો વિષે છાપામાં કોણ ખુલ્લી છાતીએ, ઉઘાડે છોગે યોગ્ય ટીકા કરે છે, તેની શોધ થવા લાગી.

હવે આશ્રમનાં અધિકારીઓ છાપાથી ડરવા લાગ્યા. બાળાઓ પર કેર વર્તાવવાનું દુર થયું. તેઓને વગર બીકે જીવન ગાળવાની તક મળી. અને સર્વ કોઇ "આશ્રમ–અઠવાડીક"ના દયાળુ તંત્રીને આશીર્વાદ દેવા લાગ્યા.

દર અઠવાડીયે "આશ્રમ અઠવાડીક" ની સંખ્યાબંધ નકલો ઉપડી જતી, અવારનવાર તંત્રીના ટીકાને લીધે શ્રીમંતો ફંડોમાં નાણા ભરવા લાગ્યા.

તંત્રીને એક નવો આદર્શ આવ્યો, તે "આશ્રમ અંક" નામનું દળદાર પુસ્તક પ્રગટ કરવાનો હતો. મહા મહેનતે તેને એક મોટું પુસ્તક તૈયાર કર્યું.

લોકોએ એકેક રૂપીયાની કીંમતે પુસ્તક ખરીદી તંત્રીને સારો સહકાર આપ્યો, તેની લગભગ ૨૫૦૦૦ નકલો ઝપાટામાં ઉપડી ગઈ.

તવંગરો તરફથી મોટા મોટા ફંડો મળ્યા, છાપાની કમાણી, આશ્રમ અંકની આવક તેમજ ફંડોના ભેગા પૈસામાંથી એક "અલૌકીક આશ્રમ" સરોજ તેમજ તંત્રીની સહાયથી ઉભું કરવામાં આવ્યું. સરોજ પેલું આશ્રમ છોડી ગઈ.

એને પેલા તંત્રીએ તેનાજ છાપખાનામાં રાખી લીધી. સરોજ દર અઠવાડીયે દુઃખી અબળાઓ તરફથી સંખ્યાબંધ પત્રો મેળવતી થઈ. અને તે પત્રો ઉપરથી લેખો તૈયાર કરવામાં આવતા.

એક પછી એક દુઃખી અબળાઓ આશ્રમના અધિકારીઓ પર ધિક્કારની લાગણી બતાવી પેલાં નવા આશ્રમમાં સુખથી રહેવા લાગી

જો સરોજ આગલા પ્રકરણોમાં વાંચી આવ્યા તેમ દુઃખથી ડરી જઈ કેરોસીન રેડી બળી મરી હતે, તો આજે "અલૌકીક આશ્રમ," 'આશ્રમ અંક" વિગેરે હસ્તિમાં આવ્યાં ન હતે. અને દુઃખે દીવસો કાઢતી નિર્દોષ અબળાઓ સદા દુઃખમાં સબડતીજ રહેતે. સમાજના સીતમ સેવ્યા કરતે અને કુલીન કન્યાઓ માટે કાયદા વટીક ઘડી શકાતે નહિ.

આજે તંત્રી પેલા આશ્રમ ઉપર જાતી દેખરેખ રાખે છે. સરોજ બીજું નવું છાપું નામે "સમાજ સાપ્તાહીક" પ્રગટ કરવા લલચાઈ રહી છે. તેની બહેનપણીઓ મીઠાટે મીનીટે અને પળે પળે તંત્રી તેમજ સરોજને આશીર્વાદ દે છે.



"વાર્તા વિભાગ" નો ખાસ વધારો.

# પટાલ પાણી જહેરી યાને નાગણ!



## સેંકડો સીનેમા, નાટકો, વાર્તામાં ન મળે તેવી ગજબ મોજ તથા સંસાર જીતવાની ચાવી પુરી પાડતી-

## ચાલુ વાર્તા—

**લખનાર-રતનશાહ એફ. અચારીઆ.**

(આગલાં સાંધણથી ચાલુ)

સાકરે, સલીમે શીખવેલી પેલી જાદુઈ સીરમ જહાંગીરનાં હોજરાંમાં એવી તો સમાવી દીધી હતી—અને પ્યારનાં મીઠાસથી તેના હૈયાના તારે-તારમાં એટલું તો વીજળીક આકર્ષણ ઠસાવી દીધું હતું કે પોતાના જાનનાં ભોગેભી જહાંગીરથી સાકરને છોડી શકાય એમ હતું નહીં, તોપણ તે ઉપર ઉપરથી ખોટી ભપકી કરી, સદાની છોડી દેવાની તે ધમકી આપવા લાગ્યો. અને શું કરવું તેના ગુંચવાડાથી તે ગોયા હપ્યા સુનો બની ગયો.

સાકરે જોયું કે સુંદર ને શ્રીમંત શીકાર હાથથી જશે. તેણીને પણ જહાંગીર સાથ પોકલ પ્યાર કરતાં કરતાં તેના વીષેનાં સાચ્ચા પ્યારનાં ઝાંખા કીરણો સેજસાજ દીલમાં ઉત્પન્ન થયાં હતાં. કારણ કે જહાંગીર જેવો મમતાળુ સ્વભાવનો ખરેખરા સાચ્ચા ને જુસ્સાદાર પ્યારથી ચાહનારો તેને આ પહેલ વહેલોજ અનુભવ્યો હતો. તે કદમ દર કદમની તેની બેસુમાર ભલાઇઓ યાદ કરવા લાગી. અને તેથી કોઇભી ભેગે જહાંગીરને મનાવી લેવાને આતુર બની.

પણ તે કેમ? સો પાપ માંહેલા એકાદ પાપનોભી એકરાર કીધા વગર તેનો અચુક વહેમ દફત પડે એમ તેણીને દીસ્યું નહીં, વળી તે જાણતી હતી કે સઘળાં વગર ચાલશે, પણ—પણ સલીમ વગર તેણીને ચાલે તેમ હતું નહી અને જો જહાંગીર તેને માટે સદાથી જોડાયલો રહે તો ફરી કોઇવાર બી સલીમ સાથની દોસ્તી પકડાઈ આવવાનો નક્કી ભય હતો. આ સઘળો સામટો વીચાર કરી તેણીએ પોતાનું મોંહ ખોલ્યું.

"તમે ઘણાજ કકલોછ ને હું મુઇને લીધે તમારી લાગણી ઘણીજ દુઃખાયછ ત્યારે શું કરૂં? મને વહેમને ખાતર તમે સદંતર છોરી દેવ તે કરતાં મારી મુશ્કેલીની ખરેખરી વાત તમુંને કહી દઉં તે ભલું."

"હા—બસ કહી દે. હુ વચન આપુંછ કે તારી ગમે તેવી ભૂલ હશે તો હું માફ કરશ. અને તારાથી છુટા પડવાનો વીચાર પરતો મુકશ, લે—આય વચન, પણ જોજે! મને ઉડાવાની કે ઉઠાં ભણાવવાની વાત કરતી ના! તેમ હોય તો મને ખુલ્લુ કહે, હું ભલમનસાઇથીજ અહીંથી ચાલી જાઉં."

"ઓ નહીરે મારા જાન. હું તમુને એટલા મારા દીલના ખરાં જોસથી ચાહુંછ કે હવે હું તમારી આગલ કંઇજ છુપાવા ચહાતી નથી. પણ હું મારો ખરો ખુલાસો કેમ કરૂં?—ઓ મારી જીભના ટુકડા બી કેમ નથી થઇ જતા? જોવ મારા જાન, તમુંને આપું મારો બધો પ્રાણ. તમે મારે વાસ્તે કોણ કોણની પર વહેમ રાખેચ તે હું મનમાં બધું સમજુંછ, પણ ખોદાના કસમથી કેહુંછ કે તે બધા વહેમ તમારા ખોટા છે. સીવાય કે એક—"

"ને તે કોણ?" જહાંગીરે આતુરતાથી પુછ્યું.

"નોકર—સલીમ!...તેના વિશેનો તમારો શક ખરો છે, પણ કેવા સંજોગ વચ્ચે હું તેનાથી એક થઇ તે જયરે તમે મારી હકીકત સાંભળશો, ત્યારે મને ગુનેહગાર ઠેરવશો નહીં, કારણ કે હું તે વાશે હવે તોબા કરૂં છ. હું આજ સુધી કોઇની સાંમેબી નમી નથી, ને મારો ભેદ મારા ગમે તેવાં અતલમનાં પણ જાણતાં નથી, પણ તમારી આગલજ ખેલુંછ તે એટલાંને ખાતરજ કે હું તમોને છોડવા માંગતી નથી"

"એમ તો તુંને એક લઠ ઇરાની સાથે અને એક ડબરડીંગ કસરતવાલા સાથે સારૂં હતું એમ મેં બાહરથી સાંભળ્યું 'તું, પણ તે કોઇના કહેવાની વત પર મેં તચાકડી ભારબી ધ્યાન આપ્યું નહીં. પણ જયારે નજરે જોયલી ચીજેનેબી જુઠી પાડી તું હાથતાલી આપેછ ત્યારે ખુદરતીજ મને ગુસો ઉપજેછ."

'બસ કરો મારા જાંગુ, હું તમુંને બધું ખરેખરૂં કહેવશ, મારી પર દયા કરો ને તમારો મારી તરફનો પ્યાર જરાકબી કમી કરતા ના."

"વારૂં ત્યારે બધી વાત રહેવા દઇને પહેલે આજનીજ વાતનો

ખુલાશે કર, તારો વર તુંને નથી પાળી શકતો તેથી તું મારે આશરે હાલમાં છે. હવે હું તુંને દરેક પાંતીનું સુખ આપવામાં કંઇ કચાશ રાખુંછ કે તું એક પરકોમ માટીડાનાં રૂમમાં એકલી ગઇ? કબુલ કીધું કે તારા વરે કહેલું—પણ તુંને મારો વીચાર નહીં આયો, કે તેથી મારી લાગણી કેવી દુઃખાશે?"

"પણ હું ચોરી છુપીથી તાંહ ગઇ હોવું તો કેની? હું તમે વહેમ કરોછ તેમ ત્યાં ગઈ હોવું, તો તમારા આવવાના વખતેજ શું કામ જાઉં? તો તો બીજે કોઇ સલામત ટાઇમે નહીં જાઉં?—તેજ વીચાર કરોની! જો એમ સત્તર પંદર વીચાર રાખ્યો હોતે તો તમુને એકલાનેજ શું કામ ધરીને બેસતે? તો તો મારે ઘેર ટંકશાલજ પરતે? અમે પૈસાનાં એટલાં ઓરચારો શાના રહેતે?"

"વાત એમ છે કે, અગાઉ એ ઘેરવારાનો પોરયો મુવો મારાપર મોહી પરયો તો ને ઘેલો—ઘેલો થઇ ગયો તો ને તેથી, મારા વરને પ્રોનીશરી નોટ પર પૈસા ધીરયાચ ને બારાંબી ચહરતાં આવેચ તે લઈ ચલાવેચ, એક દહારો તો મુવાએ મારા વરને ઝેર આપી દઈ પોતાની સાથે કેઠે દુર દરાજ ચલી આવવા કહ્યું ને હું કબુલ થાવું તો બધાં ઘેર બાર મારાં નામ પર ચહરાવી આપવા કહેલું પણ હુંજ એકની બે થઈ નહીં."

"બરયુંરે એમાં શું આબરૂં? તમે તો મરૂં મારી પોતાની જાત—એકજ કયાની લોહીનાં...એક દહારો, હું બાઠરૂમમાં મોહણું નુછતીતી એટલા એ પોરયો કેઠે બાહર જવાનો હોશે તે ત્રીમત્રાક થઇને મારી આગળ જરા સેંટ માંગવા આયો; મેં જરાક તેના રોમાલપર સેંટ છાંટી આપ્યું, તેથી ખુશી થઇને મને એક કીસ કીધી—તે હું છેરઇ પરી, કે ફરીથી એવું કરવાનો હોય તો મારે તાંહ પગ ના મુકતો, હું તારા બાવાને કહી દેવશ...તે દહારા પછીથી આજની ઘડી સુધી કોઇ દહારો કંઇજ નહીં...આજે તો મને ખાસ મારા વરના કહેવાથીજ એ મોહણાં બરેલાને સમજાવા જવું પરયું. તેમાંબી હું તાંહ એટલી ખોટી થતે નહીં—પણ મુવાએ મને બોંહસ કરીને બેસારીને કાંઈ પેરીસથી ડર્તી જેવાં પીકચર મંગાવ્યાં હોશે તે મને દેખાડવા લાગ્યો. પણ તેટલાં તો તમે મારા જીવને જોયા કે હું હાથમાંથી તે પાના તેના ટીલપર ફેંકી દઇને ચાલી આવી."

"ને આય તારા કહેવા સીવાય વધારે કશીજ વાતચીત થઇતી નહીં, એમ તું કહેછ?"

"ખચીતજ નહીં. તમે કહો તે કસમ ખાઉ," સાકર બોલી.

"તહરે સલીમની વાત ખરેખરી તું શું કહેવા માગેછ—બોલ એવું ?" જહાંગીરે પૂછ્યું.

"મારો વર—વાધરો કેવી રીતનો છે. તે તો તમે જાણોછ—તે મને મારફાડ કરે, મારાં લગનનાં રોકડા, દાગીના કપરાં લત્તા જે હતું તે વેચી સાટીને ખાઇ ગયો, વરી રોજીંદો દારૂ પીને પસીને ગરકાવ છાંકટી હાલતમાં બીરીના વાસથી ગંધાતો મારી પાસે આવે ને હું ના કેહું તો મારી પર જબર જસ્તી કરે, મુવો લાકરૂં લોહરૂં કંઇ જોયજ નહીં. ને ઘેરમાં આય મુવા ભંગી જેવા નોકરને મારી આગળ મુકોને રાત્રે બાર વાગે જુગારી ને છાકટાઓ સાથે રમી ભટકીને આવે, હું સીક પરૂં તો મને ઝાંખીને જોય નહીં—

"એક દહાડો હું ઘણી સીક હતી, ઠાંમા ને સરદીથી મારી છાતી ઉંચકાઇ જતી'તી, તેથી એ નોકર પોતેજ કાંઈબી ઘેરનો છાલો પાલો મારે વરે કરતોતો ને ડ.કટર દવાના પૈસાનાં વાંધા હોવાથી એ પોતાની ખુશી-થીજ એક રાઇનું પલાસ્ટર બનાવી લાયો અને ઘણી કાળજીથી તે મારી છાતી પર મુકયું, એમ એક વખત મારા દીલને તેનો હાથ લાગવા પછી તે વધુ કાળજીવત બન્યો, મારાં માથા પર કોઈ વખત અરધી અરધી રાત વેર આઇસ ફેરવતો, મારા પગ સેકતો, મને ગરમ પાણીનો બાફ આપતો મારો વર તે જાણતો, જોતો, તોબી દારૂની ઝુમમાં પરી રહેતો. મને કોઈ-નોજ આશરો કે સારો સુખન નહીં, જયારે એ નોકર છતાં, હું સીક પરૂં તો ખાય નહીં ને તન રમઠીને મારી પર મરી ફીટે, એમ કરતાં મારૂંબી દીલ ખેંચાયું ને—"

"બસ—બસ હું વધારે સાંભળવા માંગતો નથી. જહાંગીરે પોતાના બન્ને હાથ પોતીકા મોંહપર ઢાંકયા, સાકરનું દુષ્ટ બ્યાન સાંભળી એ અત્યંત દુઃખી થયો ને તેણીને વધુ બોલતી અટકાવી.

"તારો વર તદન હેમક નીચમાં નીચ કંગાલ છે કે જે પોતાની આવી બ્યુટીફુલ ગાય જેવી ગરીબ બૈરીને સંભાલી શકયો નહીં!" જહાંગીર ઉશકેરાયો.

"સાંભરો તો ખરા—એટલું છતાંબી અમો વચ્ચેનો મામલો એટલો બધો વધતે નહીં, પણ એક દહારો એ સલીમજ સીક પરયો ને તાપે તાપે ઉઠાય બેસાય નહીં તેવો થઇ ગીયો. તેથી એક વખત એને રમ મંગાવવા રાતે

હાંક મારી ને તે હાજર થઇ નહીં શકયો, તેથી મેં ખરી વાત કહી કે તે ઉઠી શકે એવી હાલતમાં નથી ને ઘણો સીક છે, એ સાંભરીને તે મારી પર સાંમે ઉભરયો, કે "જા, તેની આગળ જઇને પુછ, કાંઇ દવાદારૂ ભર ચોપર કરીને સારો કર. તું માંદી પરેછ ત્યારે તે તુંને પુછેછ કેની, ને તું ધુવડની કાની શરમાયા શાની કરેછ ?" એટલે મને તેની બોલીમાં ખુદરતીજ જવું પડયું ને એમ કરતાં દોસ્તી વધી પરી—"

"તે આજની ઘરી શુધી—ખરૂં કેની ?"

"નહીં, જયારથી તમો મારા જીવજાન ગોલાબની પીછાણ થઇ ત્યારથી બધું મુકી દીધું"

'ને તે દહાડે હું સવારે સક્કારે આયો ને તુંને પવન થયલો, મેં ડાકટરને બોલાવેલો તે દહારાની શું વાત છે ?"

"ને ખરેખરજ બનેલી વાત છે—હું સોગન ખાઇને કહુંછ કે મેં સ્વપ્નો જોયેલો તેનાથીજ મારી તબીયત બગરેલી ને હું જે લવતી બકતીતી તે મારી શુદ્ધિમાં હું નહીં ઉતી. શું તે દહાડે તમુને કાંઇ વહેમ આવેલો ?"

"તાહરે નહીં ? હું આયો ત્યારે તો તમે બેઉ જણા હસી હસીને વાત કરતાતાં ?"

"હું પવનની ઝુમમાં કાઇ હશી હોવસ, તેનો હસીને તેને જવાબ આપ્યો હોશે પણ તે દહારનો તમારો શક તદનજ ખોટો છે, હું કાલે એ વીષે તમારી સાથ વધારે ખુલાસાથી વાત કરશ. હમણા તો મોડૂં ઘણું થયું ને વાધરો આવવાનો વખત થયો છે."

અને તે રાત્રે જહાંગીર કાંઈબી રાબેતાના ઢરાપરાં અને સાકર તરફનાં લવસીન વગર ખાત્તા મને ત્યાંથી છુટો પડયો.

---

## વાર્તા નં. ૭૨ મી

# દિલાવર દુશમન.

### આવતી તા. ૧ લી એ બાહેર પડશે.

## પ્રકરણ—૩૦ મું.

**[“સો સારૂં પણ પાણી ખારૂં !” નિતીમાં ક-રીતી, સેકંડ હેંડ ઓરત! “યુ સ્ટુપીડ બલેગાર્ડ !” ધડાકો, ભયંકર અપમાન ! છરી લાવ—નાક કાપું જેવી ખુનની ધમકી ! મખમલી હાથની મોહીણી! ભરથાર માટે ભપકી ! “ચંદરોજમાં કાટલું કહારશ! હજારવાર ઓવરાઇ જાવું ને લાખવાર ઓવારી નાખું !” હા બસ—વહાલા મારા જાંહગીર પર હું સદકે કરૂં જાઆન!!!]**

સંભાળ ! સંભળ ! ઓ; ખા૦ બા૦ જહાંગીરશાહ સંભળ ! તું છ છોકરાનો પીતા, વફાદાર, પરણેતરનો પતી, ધરખમ બેંકનો વડો, સૌને શીખામણ દેનારો સુદ્ધો શેઠીયો અને એક છકેલી કબુતરીને હાથે સરગરદાન વેચાઈ ચાલ્યો ?

તે દીને તે અઠી મણીકા જેવાં વજનદાર મગજે અને હાથી જેવાં ભારી દીલે સાકરનું મકાન છોડી ગયો, અને હોટલમાં જઈ ખાધા પીધા વીના ઉંધે મસ્તક સુતો અને એક બચ્ચાં મીસાલ ફોકે ફોક રડયો.

ઉઉફ ! આ સઘળું કેણે માટે ? એક સાકર જેવી કંગાળ જુહદીન સેકંડહેંડ ઓરત માટે ? અફસોસ, જહાંગીરે પોતાના મન સાથે કેવું ઇચ્છયું કે તેની પરણેતરબી સાકર જેવી દીલખુશ કરનારી પટપટયું હતે ! તેવીજ મીનીટે મીનીટ દીલ બેહલાવનારી મોહબતવંતી બ્યુટી હતે !

“હા ! સાકર, તારામાં કેટલા બધા ગુણ ? મારૂં દીલ રીઝવવામાં મારા જનમમાં જો કોઇએ મને અનુપમ સુખ દેખાડયું હોય તો તેં અને તેંજ! પણ સૌ સારૂં ને પાણી ખારૂં ! તું રૂપવંતી છે, દીલનો કરાર છે. આંખની ઠંડક છે, દેખીનો ફરેસ્તો છે—પણ નીતિમાં ક—રીતી !”

જહાંગીર મન સાથ બબડતો રહ્યો. “પણ હવે શું કરૂં ? એક ઘડીબી એ મારી દીલદારને નથી જોતો તો મારા જીવ પર છરી ફરેછ—તાહરે હું એને છોડી કેમ શકું ? ને છોડી મુકું તો હું જીવી કેમ શકશ ? ઓ સાકર, તેં મને કેવી મોહીણી લગાડીછ ?—પણ નહી, જયારે એને સલીમની દોસ્તીનો એકરાર કીધોછ, પોતાનું પાપ મારી આગળ કબુલ કીધુંછ, ત્યારે તો એ મને ચાહતીજ હોશે, જયારે એ મારે ખાતર સલીમને છોડી દેવા માંગેછ, મને છોડવા ઇચ્છતી નથી, ત્યારે હું કાંય એને છોડું ?” અને અત્રે જહાંગીર

ફરી એક વાર ડામાડોલ બન્યો. ખચીત, સાકરે તેના શરીર પર એવો તો મખમલી જાદુઈ હાથ ફેરવ્યો હતો કે તેની ચમતકારીક અસર તેની આંખ પર થઇ હતી, યાને તે છતી આંખે ગોયા આંધળો બની ગયો હતો, તેની બન્ને આંખે દુન્યાદારી જોવાનું ભાન ન હતું, પરદો ફરી વળ્યો હતો. સાકર અને સાકરમાંજ તે આખી દુન્યાનું સુખ સમાઈ ગયલું સમજતો હતો.

અને તેથી, સાકર સાથનો મોહબતરંતો મેળાપ તેને ચાલુજ રાખ્યો. જ્યારેબી જહાંગીર તેણીને ઘરે જતો ત્યારે તે તેને એવી તો રીઝવતી કે જેથી જહાંગીર સઘલું દુઃખ–તેણી માટેનો સઘલોજ અણગમો ભૂલીજ જતો.

તેણીએ હવે સલીમ સાથની દોસ્તી છોડી દેવા માટે હડહડતા કસમ ખાઇ લીધા ફક્ત વાઘરાને ખાતરજ તેને નોકરીપર રહેવા દેવાની તેણીએ કાકલુદી કીધી; જોકે તે કાકલુદી સાથેસાથે સલીમ સાથની આગલી મોહબત, તેણીને નીરૂપાયેજ કરવી પડી હતી. તેના કેટલાંક મુસ્તકીમ કારણો દર્શાવવાને તેણી ભૂલી નહીં.

"ને તેટલું છતાં"–તેણી જહાંગીરને કહેતી હતી. "તમુંને મારા કસમપર મારી પાક ઇમાનદારીપર જો વીશવાશ નહીં હોય તો પછી હું તમારીજ છેઉ. તમે ચાહે ત્યાં મને લઇ જાવો, હું આવવા તૈયાર છેઉ! એક બારગી મારો વર મને કોર્ટમાં ખેંચશે તો તેનીબી ચીંતા નથી. હું મારી ઉમરમાં અઢાર વરસ વીટારી ગઇછ ને હું કેહવશ કે મારો વર જુલમ કરેછ ને મારૂં પોશણ રક્ષણ કરતો નથી, તેથી હું ખુશીથી તમારી સાથ રહીશ, પછી શું?"

"પણ જાન તું તો એમ કોર્ટમાં કહેવા તૈયાર થાય, પણ મારી ઇજતનું શું? તું જાણેછ કેની કે હું છ બચ્ચાં ને પરણેલીનો વલી—"

"છટ, તમેબી શું ડીયર? હું કાંહ ખરેખર કોર્ટમાં જવા માંગુછ? હું તો એક દાખલો આપુંછ, કે મારી મરજી ઉપરાંત મારા વરનું કંઇ ચાલે તેમ નથી."

"પણ વહાલી, મને કાંહ તારા વરનો વાંધો છે? મને તો સલીમનો વાંધો છે. તું ગમે એવા કસમ ખાયછ તોબી મારી ગેરહાજરીમાં તે ફંગાળ નોકર આગળ તુંને એકલી છોડી જવા મારા જીગરના કટકા થઇ જાયછ. કારણ કે એકવારની ધાડી દોસ્તી એમ કસમથી કે કશાથી કાંઈ છુટકાવી શકાતી હોશે?"

"વહાલા, હજુર-હજુર તમુને મારાપર વીશ્વાસ આવતો નથી? તો લેવ ચાલો જોવું! તમારા હોટેલ નજીક એક નાસ્તો કોટેજ ભાડે લેવ. ને હું તમારી આંખની આગળ હંમેશ રાત ને દીવસ રહેવું, મારા વરને મળવું હોશે તો કોઇ દહાડો તાંહ આવીને મળશે; પછી કંઇ છે! તે એહ જણુને રાજી રાખવા તમારે ગમે તે કાંઇ રકમ આપજો પછી સલીમ છે ને એ છે. અહીં એહ જણુ ગગરશે, ને તે મુવો મારા વરને રાંધીબી ખવંરાવશે."

"ને થોડા વખતમાં મારી બેંકની રજા પુરી થશે પછી?"

"ઓ, લેરે! તે પછી હું કંઈ તમુંને છોરવાની કે બાકી? મને તેબી સાથે લઈ જજો ને ત્યાં એક રૂમ રાખીને મારી આગળ આવીયા કરજો. મારાં જીગરજાન જાંગુ વગર એક ઘડીબી હું રહી નહીં શકું. જોઇયે તે અજમાયસ કરજો. આની બાજુ જાણ્યું કે તમો "જીવ" મારાથી છુટા થયાછ કે તેજ પળે મારૂં મુરદું પથ્થર પર પડેલું સમજજો!"

"મારી જાંન તું જેમ મને છોડવા માંગતી નથી તેમ હું બી તુંને મારા જનમ સુધી છોડવા ઇચ્છતો નથી, પણ તારો વર—"

"તે બધું મારા પર છોરો—હું એવી યુક્તી કરશ કે તમે જનમ-ભરના મારી સાથે સુખી થઈ જશો. પછી કોણુની આપણુને પરવાહ છે?"

"એટલે તું શું કહેછ? શું તારા વરથી છુટાછેડા લેશે યાતો તેને મારી નાંખશે?——"

"બધું ખોદાનું કામ ખોદા કરયો જશે, મારી દુવા એજમતી છે કે ચંદરોજમાં આપરે કોઇનાબી ઓકા ઢોકા વગર એકજ થઇશું, અને આજનો આય મારો બોલ ખરો પડેછ કે ખોટો તે તમેજ જોશો. અરે મારાં જાન! તમે શું સમજોછ? જેનું નામ સાકર, તમારે ખાતર મારા વરને કે સલીમને "પુરા"બી કરી નાંખવા હોશે તો હું તેમ કરવા તૈયાર થવશ. અરે અગાઉથી તમે મને મલ્યા હોતે તો મુવા સલીમ કે મારા વરને હું ખાસરેબી નહીં બાંધને, બોલો હવે બી મારા પર ભરૂસો આવેછ કે નહી?

"એમ એટલું બધુંઉંઉં? જહાંગીર, તેણીના પોતા તરફનાં બેમીસાલ હેત તરફ હેરત થયો અને તેના ઉપકારમાં સાકરને સેંકડો કીસ્સી-ઓથી નવાજી લાલલાલ બનાવી નાંખી!"

"ચાલો વહાલા, એમ જીંદગી સુધી આપરે કોઇનીબી વચમાં અડચણ વગર એક થઇ જઇએ, એવી આપરી આજની દુવા ફલે, તેથી આપરે દરીયે જઇ ફુલ સાકર ચહરાંવી આવ્યે. છતી આજે ચાંદરાત છે ને કાલે રમજાન ઇદ છે, એટલે આપરી દુવા જરૂર ફળશે. ખરા હા, પેલું વરલી આગળ નવું રેકલેમ થયુંછ કહેછ, તે કેવું છે તાંહ જઇયે?" સાકરે કહ્યું.

"હા ચાઆલો, મારી કાંઇ ના છે?"

"સલીમ ઓ સલીઇઇઇમ જા તો વહેલો એક ટેક્ષી બોલાવી લ.વ!" સાકરે તરત ઓરડર કીધો.

બન્ને તૈયાર થઇ દરીયે ગયાં ત્યાં સાકરે બન્ને હ.થ જોડી દરીયા સાગર પાસે ખોળા ભ.ી ભરીને મોટે મોટે દુવા માંગી કે અમારા પ્યારમાં નડતર કરનાર દુર થજો. અમુંને જીંદગી સુધી એક કરજો!"

જહાંગીરે પણ તેનો પડઘો કર્યો અને તે એકાંત ઠેકાણું તેઓએ ખુશીમાં ગુજારયું.



## પ્રકરણ—૨૧ મું.

જહાંગીરે જોયું કે-સાકરને સલીમથી દુર કરવા માટે એકલો એજ ઇલાજ હતો કે એકાદ જુદી જગા લઇ ત્યાં સાકર કહે છે તેમ રહેવું.

એ વીચાર કરીને તેને હોટલ નજીકજ એક કુશાદે ઘરનો રૂમ વાઘરાની સાથે જઇ આરાસ્તે કરાવ્યો; તે ઘર મોટું હતું અને જે રૂમ તેઓએ લખાવ્યો તેનો પેસેજ બાજુના રૂમનાં ભાડુતની ગેલેરીમાંથી જવાય તેવો હતો.

અલબત રૂમ લખાવ્યા અગાઉ વ.ઘરાની સંમતી જહાંગીરે લીધી હતી. જહાંગીર અવારનવાર મન માનતી રકમ ઉછીકી લેખે વાઘરાને આપ્યો જતો હતો. અને તેથી વાઘરો આ ગોઠવણથી પોતાના મન સાથ અતી ઘણો ખુશ થયો.

આઠેક દીવસ સાકર નવા રૂમમાં આવી રહી, અને જહાંગીરને, પાડ પડોશમાં પોતાના નાના કાકા તરીકે ઓલખાવ્યો. તેણીએ આસપાસ વાત ફેલાવી કે તે કાકાજીએ સાકરને દીકરી કરી લીધી હતી. ટેઓ ઘણું પૈસાદાર હતા, અને સાકર તેમની લાડકી હોવાથી અને વર ગરીબ હોવાથી ઘરનો ખરચ ચલાવવામાં મદદ કરતા હતા.

જહાંગીર દીવસના, અગાઉ પ્રમાણે સાકરને મળતો, અને અવારનવાર રાત્રે હોટલમાં પણ સુવા જતો.

એક દીને વાધરાએ જહાંગીર પાસે બહુ અગત્યના કામ માટે એક મોટી રકમ માંગી, અને જહાંગીરે તેના ઘરનો સઘળો ખર્ચ હાલમાં પોતાને માથે ઉઠાવેલો હોવાથી હાલ તુરત આપવાની ના પાડી; તેમ કરવાને સાકરે પણ જહાંગીરને અગાઉથી ઉશ્કેર્યો હતો.

વાધરાએ તે વીષેનો દાવ મનમાં રાખ્યો અને એક દીને જહાંગીર હોટલમાંથી જમીને મોડેથી રાત્રે ઘેર આવવા કહી ગયો. એતેફાક તેજ દીને જહાંગીર આવે તે અગાઉ વાધરો આવીને સાકરના રૂમમાં ઉંઘી ગયો. અને જહાંગીરે જ્યારે બારણું ઠોક્યું ત્યારે કંઇક અસુરેથી સાકરે બારણું ખોલ્યું. પણ સાકરે વાધરો રૂમમાં સુતેલો હોવાનું જણાવવાથી જહાગીરે ત્યાં જવું શોભા ભરેલું નહી માની હોટલમાંજ તે પાછો ફર્યો.

બીજે દીને દીવશના જહાંગીર સાકર નજીક હતો ત્યારેજ વાધરો આવી લાગ્યો. જહાંગીરના દેખતા સાકર સાથે ચીહડાં કાડવા લાગ્યો, અને અમુક રકમ જો હમણાં ને હમણા જહાગીર નહીં આપે તો પાછી ઘરે ચાલી આવવા હુકમ કીધો.

પણ તે દીને જહાંગીર જરા મક્કમ રહ્યો. વાધરાને ઝાઝું કોડું આપ્યું નહીં અને ત્યાંથી વિદાય થવાની તૈયારી કીધી.

÷ ÷ ÷

બીજે દીને રાતે સાતેક વાગાનો વખત હતો. અને વાધરો અસેમસે જહાંગીરને તેમજ સાકરને ગાળો ભાંડવા લાગ્યો. તે ગુસ્સાની ખુનખાર આંખો સહીત જહાંગીર આગળ આવ્યો અને તેને જતો અટકાવતાં કહ્યું.

"યુ સ્ટુપીડ બ્લેગાર્ડ, તું મારી બયરી સાથે આવું કામ કરવા અહીં આવેચ કે? તું મને શું સમજેછ? અરે અત્તર ઘરી હું ખરડો લખી આપુંચ તે પ્રમાણે લખીને સહી કરી આપ, નહીં તો આજે ઘડીયે છરીથી તારૂં કલેજું ચીરી નાંખશ! તારૂં માથું ફોડી નાંખશ, બદમાસ, શેતાન, નાપાક, કોરગા અને એમ કહી તે છરી સોધવા લાગ્યો.

તેટલાં સાકરે ડધાયલુ મોંહ કરી જહાંગીરનો હાથ દાબ્યો, અને કહ્યું કે એ પીધેલા બહારમાં છે. અને શું નુ શું કરી નાંખશે. તેથી હાલ તુરત તે કહે તેમ લખી આપો ને હું પાછળથી કાડી નખાવશ.

આ વખતની જહાંગીરની હાલતનું શું ધારવું ? તે ગમે એવો દુર અંદેશ છતાં કેવળ ગાફીલ બની ગયો. જહાંગીર એટલો તો કસરતબાજ હતો કે તે ઇચ્છતે તો છાકટ વકટલેન વાઘરાને એક લહેજામાં પટકી નાખી શકતે. પણ ગમે તેમ તોબી એક ગ્રહસ્થ હતો ? એક ગ્રહસ્થનું બળ એક હાથી જેવડું હોવા છતાં બાઝે વખત ઇજ્જતને ખાતર તેને બકરી સમાન રહેવું પડે, તેમજ એક અધમ મવાલી જેને "કમ જોર ઓર ગુસ્સા બહોત" તેને મનથી તેની કીડી જેટલી શક્તી પણ વાઘના બળ જેવી હોય ! કારણ તેને ઇજ્જતનો કે શરમનો ભય હોતો નથી !

તેથી તે આડોશી પાડોશીના વિચારથી અને આબરૂનાં ભયથી ગાફેલ બનેલા જહાંગીર પાસેથી છરી બતાવીને બબ્બે ચીઠી તેણે લખાવી લીધી.

એક ચીઠીમાં લખાવી લીધું કે તમારી પરચેતર સાથે જે ગેરવર્તણુંક કીધી તેની માફી માગું છું. બીજી ચીઠીમાં લખાવી લીધું કે આજની તારીખ અગાઉના ઉછીના લીધેલા સર્વ પૈસા ભરપાઈ થયા છે.

આ બે ચીઠીઓ લખાવી લીધા પછી વાઘરાએ દાંત્યાં કચકચાવી કહ્યું કે "જોયું બચ્ચાજી, વાંકી આંગળી વગર ઘી નીકળે નહીં...મેં સુજી સમજીને રકમ માંગી તે નહીં આપી ને હવે આ બે ચીઠી કેવી ગુપચુપ લખી અપાઈ ? અને ત્યાંથી તે મગરૂરીથી તુચ્છકારતો બબડતો ફફડતો ચાલી ગીયો.

તે પછી તરતજ ગુસ્સાનું ઝેર મારી નાખવા સાકરે જહાંગીરને મનાવી લીધો કે "તમારી અને મારી બંનેની ઇજ્જત સાચવવી હોય તો આય ચીઠીની વાત કોઇને કહેતાજ ના. હું એની પાસેથી એ ચીઠી લઇને ફાડી નાંખશ. અને તમુને ચંદરોજમાં બતાવી આપશ કે એ મુવો આવો જુલમ કરીને જીવતો રહેછ કે ? તમો જોશો કે હું એનું કેવું કાટલું કાહડી નાખુંછ ?"

"જોવ, મારા પ્રાણ તમે એ બાબદ ઉસ્કેરાઇને કંઇબી ઓરતું દોર ના કરતા. એ તો મુવો સદાનો એવો છે. જરા કાંઈ ઓછું પડે તો બધાની સાથે એમજ કરેછ ને મુવો ચીઠીઓ લખાવી લઇ તેઓને પૈસા મેળવવા સતાવે ! એવા બસ્તે ગીધાના પનારે પડી ત્યારેજ તો મને નાચ્યા-રીએ બીજા બીજાને હાથ ઓરવવાનું ને આબરૂની ધુળધાણી કરવાનું મર્યું કેની ! એ એવું કરીને બધાની બાબતમાં ફાવી ગયોછ, પણ તમારાં બાબમાં હું એને કદી ફાવવા દેનાર નથી."

'તેથી વહાલા જાંગુ હું હાથ જોડીને માંગી લેવુંછ, કે હમણાં તો લોહીનો ગેટ ગરીને અખારા કરી જાવ, ને મારે ખાતર જો કદી કંઈ રકમબી એ માંગે તો મુવાને ઝાંસજો. ને કાંઇ બન્યુજ નહી હોય તેવો દેખાવ કરજો; ને કાલે મારે ગળે લાગી જવા વહેલા આવજો, નહીં તો દીલમાં કપટ રાખીને હું તવલી તવલીને મરૂં તેમ કરતા ના." અને અત્રે એક નાના બાળકને પસવારે, પટાવે, તેમ સાકરે જહાંગીરને અતી ઘણા હેતથી પસવારી દાબી ચાંપીને ઉશ્કેરાયેલો ઠંડો કીધો.

"ઠીક છે વહાલી, હું તારેજ ખાતર લોહીનો ગેટ ગરી જઈ એ કુત્રા જેવા નીચ માણુસે મને કીધેલું ઇન્સલ્ટ ભુલી જાઉંછ, કે જેવું મહારૂં હડહડતું અપમાન મારી આંખી જીંદગીમાં મેં કદી પણ અનુભવ્યું નથી. મારી જગાપર બીજો કોઇ માણુસ હોતે તો શું કરતે, તે હું કહી શકતો નથી. તારા કાલાંવાલાએજ મહારૂં મન પાછું પીગલ્યુંછ. નહીં તો આજથી એજ તારા વરને લીધે હું તહારૂં મોંહણુંબી કદી જોતે નહીં!"

"ઓ? તમારેથી તેમ થતે? મારૂં મોહણું જોયા વગર તમારેથી રહેવાતે?" સાકરે જીણીજીણી આંખો ફેરવીને ટકોરથી પૂછ્યું.

'તારી જુદાઇ મારાથી નહીં ખમાતે તો હું જીવપર કરીને મારો છેરો લાવતે, પણ આવું અપમાન તો હું નહીંજ ખમું. ઓ, એ કેટલો નગુણો ને નીમકહરામ? પગના નખથી તે માથાના બાલ સુધી રજેરજ હું તેનું પાલન કરૂં, તેને, તેનેજ એ આવી ગલીચ ગાળો દે? એવો બેગુન્યાહ માણુસ કદી જોયેલો નહીં. તું મને કલકત્તેથી ત્રેનમાં પહેલ વહેલી મલી, તેં તારા વર સાથે મને ઓલખાણ કરાવી, એ તારા વરે મને બોંહસા બોંહસ કરી તારી સાથે મને ભેરાવા દેવાની ખાખસુસ તકો આપી, ને જયારે તેની રાજી રજામંદીથી મેં તારીપર દીલ બાંધ્યું. મેં હજારો રૂપીઆ તારે ખાતર સદકે કીધાં, ત્યારે તેનો મને આય બદલો?"

"ઓ મારા જીવ, મારા જીગર તે બધું હું સમજુછ, એ એવો કફેરો છે, તેથી મારૂં હૈયું કપઇ જાયછ. ગમે તે થયું, પણ હું તમારેથી બદલાઇ નથી ને કદીબી બદલાવશ નહી. તમુંને થયલાં અપમાનથી મારાથી છુટા પડવા માંગતા હોય તો મને બંદુકની ગોળીથી વીંધી નાંખો, મારાં જીગરમાં છરી ભોંકી દેવ, મને મારી નાંખો. પેલું ગીત યાદ છેની કે,

"જરથોસ્તી મહઝબ પર મારો સદકે કરૂં જાઆન,
તેમ વહાલા મારા જહાંગીર પર હું સદકે કરૂં જાઆન!"

"શું કરૂ, તારી સાથ એવું તો મારૂં દીલ લાગી ગીયુંચ કે કોઇબી ભોગે મારાથી જુદું પડી શકાતું નથી, ઓ તારે ખાતર તો મારો માન, મરતબો, બેંકની જોખમદારી, બૈરી, બચ્ચા, આબરૂ, ઇજ્જત, અકલ સઘલુ ઓરણપર વાખાતું નાંખી દીધું, અને હવે થોડીક દોલત ને જાન ફક્ત બાકી છે. કહે તો તેબી આપીને આય દુન્યાથી ચાલતો થાવું?"

"ઓ હજાર વખત હું તમારા પરથી ઓવરાઈ જાવું ને લાખ વખત એ મુવાઓનોજ નાશ થશે ને આપરો સુખી દહારો આવશે. હાલ થોરો વખત ચપી જાવ. ને એ ભરતે ગીયો ચાલી ગયોચ તે કદાચ ચારા મારા જોવા પાછો આવશે ને મારા જાનને જે તે બોલશે તેથી ભલું કે તમે આજનો દહાદો હોટલેજ સીધારો ને તાંહજ પોહેરજો. મારો બધો જીવલઠને જાવો" અને તેણીએ દસૈંદસ આંગલાના ટટાક ફુટે તેવી રીતે ઓવારણા લીધા અને બોલી.

"ઓ ખોદાય શું કરૂં. તમુંને મારી અગલથો મોકલતાં મારા છાતી ફાટી જાયછ-છાતીપર પથ્થર મુકવો પરેછ મુવા ભુંડાને લીધેજ આય ખમવું પડેછ. જો હું એકલી હોવું તો તમો મારા ગાય ગોલાબને જરાબી દુઃખી થવા દેવું નહીં. લાચાર છેઉં જાન, તસ્દી પડેછ તે મને માફ કરજો."

જહાંગીર તે નાજુક નાગણને બગલગીર થયો અને તેના જેહરી હાથ ઉપર કીસ લઇ તેજ હાથપર જલદી પાછાં મલવાનુ વચન આપ્યું. અને ત્યાંથી વીદાય થયો.

અફસોસ! નાગણની જેહરી જાળમાં જહાંગીર પુરેપુરો લપેટાતો ચાલ્યો, પણ તેના મનથી તો તે સાકરના શીરામાં તરતો હોય તેવુંજ તેને લાગ્યું.

ઓ નેક પુરૂષો! શીખો, ગોખો અને ધડો લેવો, તમે ગમે એવા ફીરેસ્તા હશો પણ તમોને સેહતાન બનાવનારી દુન્યામાં લાલચ ભરી ચીજો એવી એકેક પડી છે કે જેમાંથી સાબુત કદમે અને મકમ મને છુટવું બીલકુલ મહાલ છે. સદા લાલચ અને નબલું મન, તમારી ગમે એવી મક-મતાની સામે થશે, જેને મારી હટાડવું એજ દુન્યા જીતવા બરાબર છે.



## પ્રકરણ—૩૨ મું.

**[પતી-પત્નીની વચ્ચે દાવપેચ! અધધધ! ભરથારને પુરો કરવા ધીમું ઝેર! બે માસમાં ધણીની લાશને ઠેકાણે પાડવાની ગણત્રી! બાયડીની બરકતે બનેલો બે ઘડીનો શેઠીઓ! જીબની મીઠાસ, હાથની નરમાશ! પેટ ભરતી તાડી, ફરવાને ગાડી, મનગમતો વાઇન, દીનરાત મોહબતમાં માઈન્ડ!!!]**

ખાનબહાદુર જહાંગીર જેવો સદ્ધર બીલ્લુ હાથમાંથી છટકી જાય તેનો ભય, જેમ સાકર તેમ વાધરાને પણ હતો, કારણ કે સાકર જ્યારે વાધરા સાથે એકલી પડતી ત્યારે, સલીમ અને બીજાઓ વીષે જહાંગીર વહેમ ખાતો હતો એવી ઉડતી ઉડતી વાતો, તેણી આગળ કરતીજ રહેતી હતી. વાધરો સમજતો હતો કે એકવાર તેની પોતાની યા સાકરની નેક-નામી ભરેલી અંગત કારકીદીથી જો જહાંગીર પુરેપુરો માહેતગાર થયો તો તે એક ઘડી તેને ત્યાં ઉભો રહેવાનો નથી; તેથી તે જહાંગીરને દાવપેજમાં લેવાની તક કેટલાક વખતથી સોધતોજ રહેલો કે જેવી તક તેને ગયા પ્રકરણમાં દર્શાવ્યા મુજબની મલી ગઈ.

તે બુમબરાડા, ગાલ ગલોચ અને નફ્ફ્ત, નાગું ઉઘાડું ખોલી છરી દેખાડી ધમકી આપી, જહાંગીર પાસેથી ચીઠી લખાવી લેવામાં અંતે ફાવ્યો; તેણે જોયું કે જહાંગીર હવે તેના સપાટામાંથી છુટવો દુશવાર છે. પણ વળી જબરીથી ને ધમકીથી લખાવેલી ચીઠીથી તે ભડકી ન જાય તે માટે તેણે તરતા તરત સાકર મારફતે તેમજ પોતે એ બાબત ઉપર ઠંડુ પાણી પણ રેડવાનું ચાલુ રાખ્યું!

સાકરે જહાંગીરને કેવી રીતે પટાવી રમાડી લીધો તે આપણે વાંચી આવ્યાં છીયે. અને વાધરાએબી થોડીક નાંણાની રકમ બીજી કહડાવી, તે દીને છાકટ હાલતમાં કાંઇ બોલાયું ચલાયું હોય તો મનમાં નહી રાખવાની આડકતરી દરગુજર ચાહી લીધી!

એટલે સાકર જહાંગીર વચ્ચેના મીઠાશમા કશો ખટાશ થવા પામ્યો નહીં અને ગાડું જેમ ચાલતું તેમ ચાલ્યું.

એક તરફ સાકર જહાંગીર સાથ નવે ઘરે મજાહ મારતી હતી. ને બીજી તરફ વાધરો સલીમ સાથે જહાંગીરને પૈસે ધુમ દારૂ પીચી માહર-આવરી જુને ઘરે લેહર મારતો હતો.

એક દીને તેવીજ લેહરમાં વાઘરો, સલીમ આગલ બડાઇ મારવા લાગ્યો. અને જહાંગીર પાસે લખાવી લીધેલી ચીઠીથી, ગોયા જાથુકની સોનાની ચલ્લી હાથ લાગેલી જણાવી.

વાઘરાની આવી હીકમત સાંભળી સલીમેબી કેવી રીતે જહાંગીર પાસેથી તેના જતી વખતે પૈસા કહડાવ્યા હતા તેની સીફત હાંકી!

પણ સલીમથી એ દારૂની ઝુમમાં બોલાઇ ગયલી હકીકતથી વાઘરાનાં નેણ ફરી ગયાં. અને સલીમ પર વાત કરવાં છેડાઇ પડયો.

વાઘરાની લડત એ હતી કે સાકરના મીહાસથી મોહ પામી જે કોઇ ઘરમાં કોઇને બી પૈસા આપે તો તે લેવાનો તેનો એકલાનો હક હતો. કારણ સાકર તેની પરણેતર હતી. અને પૈસાને ખાતરજ તે તેણીને છુટથી બીજા સાથ ભેળાવા દેતો હતો.

આ તકરારને બીજે દીને વાઘરાએ સાકર આગળ જઈ સલીમને આપેલા પૈસા સંબંધી જુરનેજુ કીધી.

ચકોર સાકરે કાને હાથ દીધા કે "જહાંગીરે સલીમને નોકર સમજી કાંઇ ખુશીથી રકમ આપી હોય તો મને ખબર નથી!"

આ ઉપરથી એક ખ્યાલ આવવાથી, અહીં વાઘરાએ જહાંગીરને રાજી રાખવા એક પલાન રચી કહાડયો અને તે પ્રમાણે સાકરે જહાંગીર આવી મલતાં ખુબ ઉશકેરઈ, રડીને વાઘરાની ફરીયાદ રજુ કીધી.

"મૂવો મરતો બી નહી?—નેક માણુસો પટોપટ મરી જાયચ ને એજ મુવાનું મોત નથી આવતું? તમે જુને ઘેરથી આવતી વખત સલીમનાં હાથમાં રકમ મુકી તે એને ખબર પડી, તેથી મુવાએ બેચારા સલીમને જીવલેણ માર મારયો; તેની છાતી પર ચહરી ગયો ને ગરૂં દબાવીને તેનું ખુન કરવા ગીયો; સારૂં થયું કે સલીમ ત્યાંથી ખસી ગીયો, નહીં તો મુવો એનો જીવજ લેતે તો હું શું કરતે?" તેણીએ રડમસ જેવી બની જઈ ચલાવ્યું.

"એ હીસાબે વાઘરો ઘણે મુજી છે હં?"

"અરે મુવાને મરકી બી નહીં થતી, મુવો મોટર વરે આવી બી નહીં જતો, કે મારો છુટકો થાય. જોવ વહાલા જાંગુ, આજે તો સલીમ પર છે. કાલ ઉઠીને તમારી પરબી મુવો હાથ ઉંચકશે, તેથી મને ઘણુંજ

ધ્રુજરાં લાગેછ—એક મારી શહીએ આપેલી એક એજમતી ભુકી છે કે જે એવું ધીમું ઝેર છે કે બે મહીને આરો આવે, પણ કોઇને વહેમજ નહીં પરે! તે અજમાવું,–કે મુવો થોડા વખતમાં પોતાની મેળેજ લાંબો ટાઈટ થઈ જાય?"

જહાંગીર સાકરની આવી એકાએક ધાટકી ગયું વલણ જોઇને ઘડીભર ચકીત થઈ ગયો. તેને મનમાં વીચારીયું કે આજે પોતાના પરણેલા ભરથારને પુરો કરી નાંખવા તેણી માંગેછ તો કાલ ઉઠીને મારી બી વારી આવે ખરી કે?"

"નહીં વહાલી જાન, હું એ બાબદ પર મારો ટેકો આપતો નથી. સ્વાર્થને ખાતર એવાં પાપી કામને હું ખરા જીગરથી ધીકારૂંછ. વાઘરો ગમે તેવો છે–પણ એ તારે માથે છે તો તું મજતમાં છે. નહી તો તરી આબરૂં શું? શું એ મરી જવા પછી સલીમ તુંને સંભળશે–"

"ને અય તમે મારા પોલાદી પહેલવાન જેવા "જાન" કેવા છેવ? મુવો ભીખારી સલીમ શું મને પાળતો તો? ગમે તે થાય હું તો આજથી ચાહમાં, તેમજ દારૂમાં મારી શહીએ આપેલાં પેલાં ધીમાં ઝેરની ભુકી થેરી થેરી એ મુવા વાઘરાને પાયા કરશ. જેથી મહીને બે મહીને એનો નીકાલ થઇ જશે ને કોઇને સપને બી ખબર નહીં પડશે. કોઈ એમજ જાણશે કે ઘણો દારૂ પીવાની આદતથી કલેજુ કોહી ગયું ને હાર્ટ ફાટી હોશે, બંહ, બીજું શું?" તેણી હસતાં બોલી.

જહાંગીર તો તેણીની વાતથી તેણી સાંમે દધાયલોજ જોતો રહ્યો. તેને કશી પોતાની સંમતી આપી નહીં. એટલે તેણીએ ચલુ રાખ્યું.

"એ ભુકી મારી શહીએ અજમાવેલી છે. તેનો વર બી મુવો ઘણોજ હેરાન કરતો તો, તેને કરચ કરચ ખાધા પીધામાં આપ્યા કીધી એટલે બે તન મહીને આંકો આવી ગયો? જોવની જાંગુ, જેવો એ ટાકો ધરી કરે કે એની લાશને તરત ડુંગરવારી પરજ મોકલી આપજો ને ત્યાંજ કોયા કામ કરાવજો, પણ જેવો એ ખલાસ થાય તેવું પહેલું કામ એ કે એને તમો પાસે લખાવી લીધેલી પેલી ચીઠી શોધી કહારીને ફારી નાખજો કે જેથી કોઈના હાથમાં જાય નહી."

ચીઠીની વાત સાંભળી જહાંગીરને હવે જરા ઉલત આવી, અને

તેથી તેને ધચુપચુ મને તેણીના વીચાર સાથ હાલ તરત મળતાપણું બતાવવામાંજ ડાહપણુ જોયું.

તે પછી દરરોજ જહાંગીર આગળ સાકર વાધરાની તબીયતનો રીપોર્ટ કરતી—"આજે તો મુવાને ઉલતી થઇ. આજે તો ભરતેગીયાનાં પેટ છુટી ગયાં, હવે તો તદન હાડપીંજર થઇ ગયોચ જો! જે વખત જાયછ તેમાં થોડા વખતમાં કાસર પટી જશે!" વગેરે.

વળી કોઇ કોઇ દહારો કહેતી—"આજે પાઉ માખન ને જેલી સાથ પેલી ઝેરી ભુકી લગાડીને આપી દીધી! આજે તો નાસ્તા પર મુરંબામાં તે ભભરાવી. કાલે તો ટોમેટા સોસમાં ભુકી ભેરીને ખીચડી સાથે ખવરાવી, કારણ મુવો સોસ ઘણોજ ખાયચ, પેલે દહારે તો દારૂની ખાલી સીસીમાંજ અગાઉથી ભભરાવી રાખી કે તેમાં મુવો દારૂ મંગાવે ને પીયા કરે."

રંક બીચારો જહાંગીર! તે એટલો તો ગુંચવાઇ ગયો કે શું કરવું તે તેને સમજ પડી નહીં. સાકરે તો બસ હવે વાધરાના મરણ પછી કેમ રહેવું, કયાં રેહવું, કયાં ફરશું હરશું, કેવી મજાહ કરશું તેનીજ વાતો જહાંગીર આગળ ચલાવતી અને જહાંગીર તેણીના પ્યારને ખાતર વામાતામાથા ધુંધસ જેવો ડોકું હીલાવ્યા કરતો, અને આ આફતથી કેમ છુટ શે ને શું થશે તેના વિચારમાં પડતો.

બીજી તરફ વાધરો પોતાનાં જુદાજ પલાનમાં હતો. તે અનેક બહાણે જહાંગીર પાસે રકમો કહડાવ્યેજ જતો હતો, અને હવે તો એસફી ટ ટ ફરી બધરીની આવકે ગોયા શેઠીયો બની ગયો હતો!

જુગાર રેશ અને દારૂનો તેનો શોખ હવે શ્રેષ્ટાઇની ટોંચે ચહડયો હતો. તે ખુણે ખંટોલેના તેના જેવાજ ખોરચા ખાપરચા દોસ્તોની ટોલીઓમાં જઇ પાસા ઉપર પઇસા રમવાને એક ઘડીબી ચુકતો નહી.

એક દીને વળી તે હારીને કરકો દાન થઇ ગયો. અને કરજ કીધેલું હોવાથી એક મોટી રકમ જહાંગીર પાસેથી કેમ ઓકાવવી તેનો વીચાર કરવા લાગ્યો.

બીજે દીને સાકર સાથે વાત કરીને તેને ગોઠવણ કરી તે એ કે જહાંગીર સાથે તેણીએ કોઇ દુરદરાજ ગામે ફરવા નીકળી જવું, અને તે મસે તેને રાજી રાખી એક રકમ તેની પાસેથી સાકરે કઢવી આપવી.

જહાંગીર જ્યારે હોટલેથી એક દીને સાકરને આવી મળ્યો ત્યારે સાકરે ગરમીનાં દીવસોમાં દીલે પસીનો પડવાની ને કંટાળી જવાની ફરીયાદ કરી, અને થોડા દહાડા ગર ગામડે હવામાં ફરી આવવાની મરજી દેખાડી.

"મરે, માથેરાન મહાબળેશ્વર કે દેવલાલી જવા તો ગમેછ જો, પણ વરી કોઈ તમારૂં કે મારૂં ઓળખીતું ત્યાં મળી આવે તો આપુંને સાથે જોઇને ચાવાચીવી કરે તે કરતાં તો એકાંત કેઠે ગર ગામરે દરીયે કીનારે હોય તો મજેનું. ત્યાં એકલાં આપુંને મજાહ પડશે.

"પણ મારી રજા હવે પુરી થવા આવીછ તેનું શું ?"

"ઓ ! તેહરે તો ચાલો કલકતે ! તાંહજ તમારી આંખની આગળ ને આગળ સદા તમારીજ થઇ રહેવા હું તઇયાર છેઉ ?"

ઉપરા સાપરી છેલ્લા બનેલા બનાવોથી જહાંગીરનું મન કંઇક મંદ પટી ગયું હતું પેલી ચીઠીનો બનાવ, તે વખતનું ભયંકર અપમાન, સાકરની સલીમ સાંથની ધાડી દોસ્તી, અને વાધરાને ધીમા ઝેરથી ઠાર કરવાની તેણીની વર્તણુંકથી જહાંગીરનું માથું ધુમવા લાગું હતું તેના દીલ માંહેલી એક ચોકશ શક્તી તેના માંથામાં ટકોરા મારી કહેતી હતી કે "સંભાળ સંભાળ !"

[અપૂર્ણ]

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press
SURAT & published by Ruttonsha F. Acharia
Crawford Market, BOMBAY. 1